# ગીતાહૃદય

સાને ગુરુજી



પ્રાપ્તિસ્થાન
ભારતી સાહિત્ય સંઘ
પો. બૉ. ૯૭૮ : મુંબઈ ૧
પો. બૉ. ૭૩ : અમદાવાદ ૬

પહેલી આવૃત્તિ : ૧૯૪૫



કિંમત
સવા રૂપિયો
[ટ. ખ. ૦—૨—૬]

પ્રકાશક :
તારાચંદ માણેકચંદ રવાણી
ભારતી સાહિત્ય સંઘ
૧૬, શ્રીમાળી સોસાયટી,
અમદાવાદ

મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
શ્રી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
નોવેલ્ટી સિનેમા પાસે,
અમદાવાદ

# બે બોલ

પૂ. વિનોબાજી ભાવે એ સન ૧૯૩૨ માં ધુળીઆ જેલમાં દર રવિવારે એક અધ્યાય ઉપર એક એમ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના અઢાર અધ્યાય ઉપર અઢાર પ્રવચન આપ્યાં હતાં. ત્યાં ને ત્યાં જ મેં તે પ્રવચનો લખી લીધાં હતાં. સન ૧૯૩૮–૩૯ માં મેં, મારા 'કોંગ્રેસ' નામના સાપ્તાહિકમાં એ બધાં પ્રવચનો છાપ્યાં હતાં. એને તપાસીને પૂ. વિનોબાજી પુસ્તકરૂપે પ્રગટ કરવાના હતા. બે અધ્યાય તપાસીને પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવ્યા છે. બાકીના એમનાં એમ જ રહ્યાં. વ્યક્તિગત સત્યાગ્રહ પછી તેમને સમય જ મળ્યો નહિ. હું ય જેલમાં હતો. વિનોબાજીના આ પ્રવચનોનો સારાંશ, મહારાષ્ટ્રમાં અનેક ઠેકાણે, રોજ દોઢ બે કલાક પ્રમાણે ત્રણ ત્રણ દિવસમાં મેં કહ્યો છે. મિત્રો કહેતા, ભાઈબેન કહેતાં. "આ સારાંશ જ લખી આપોને. સંપૂર્ણ પ્રવચનોની પવિત્ર ગંગા મળે ત્યાં સુધી આ નાનકડો સારાંશરૂપી ઝરો અમને આપો." પૂ. વિનોબાજીને ભક્તિપ્રેમ સહિત મનમાં સ્મરીને તથા પ્રણામ કરીને એક દિવસ હું એકધારો બેઠો અને સારાંશ લખી કાઢ્યો. તેને મિત્રોને સુપરત કરીને કહ્યું, "આ લ્યો આમાં સત્યતા અને સુંદરતા પૂ. વિનોબાજીનાં છે. અને જે કાંઈ ભુલભરેલું હશે તે મારું છે. આનું યોગ્ય લાગે તે કરો. હું તો નિમિત્તમાત્ર છું. મારું લક્ષ્ય તો પૂ. વિનોબાજીનાં તે પ્રવચનો સંપૂર્ણપણે ક્યારે પ્રસિદ્ધ થાય તે તરફ છે. ત્યાં સુધી દૂધને માટે લાગેલી તરસ આ ગરીબની છાશથી છીપાવશો."

સાને ગુરુજી

# અધ્યાય પહેલો

મહાભારત અને રામાયણ એ આપણા રાષ્ટ્રીય ગ્રંથો છે. એ બન્ને મહાકાવ્યો છે એવું નથી, પણ એ કાવ્યો આપણા જીવન સાથે એકરસ બનેલાં છે. રામ, લક્ષ્મણ, સીતા, કૃષ્ણ, અર્જુન, દ્રૌપદી વગેરે આપણા જીવનમાં મળી ગયેલાં છે. જગતના બીજા દેશોમાં ય મહાકાવ્યો છે. પરંતુ તે તે દેશોના મહાકાવ્યોમાંનાં પાત્રો, તે તે દેશોનાં જીવન સાથે આ પ્રમાણે એકરૂપ બનેલાં જોવામાં આવતાં નથી. રામાયણ અને મહાભારત, આ બન્ને ગ્રંથોએ ભારતીય જીવન સર્જ્યું છે. વાલ્મિકીની પ્રતિભા, વ્યાસની પ્રજ્ઞા અને શુકાચાર્યનો વૈરાગ્ય, એની જગતમાં જોડી નથી. રામાયણમાં પ્રતિભાનો અપૂર્વ વિલાસ છે. કાવ્યશક્તિની પરાકાષ્ટા છે. પરંતુ મહાભારતમાં તો જાણે વિશ્વદર્શન છે. વ્યાસની પ્રજ્ઞા સર્વ સંસારનું, અંતરનું અને બહારનું દર્શન ઘડે છે. મહાભારતમાં મોટાઓના પણ દોષ બતાવેલા છે. ત્યાં દુષ્ટોના ગુણ બતાવેલા છે, સજ્જનોની ઊણપ બતાવેલી છે. ત્યાં ધર્મરાજા પણ 'નરો વા કુઞ્જરો વા' કરે છે. હાથમાં શસ્ત્ર નહિ ઉપાડવાનો કૃષ્ણનો ગર્વ ગળી જાય છે. કર્ણની ઉદાર શૂરતા દેખાય છે. સાથળ ભાંગીને પડેલા દુર્યોધનનો ટેક જણાઈ આવે છે. એમ એ એક પ્રકારનું ભવ્ય દર્શન છે. જગતમાં નિર્દોષ એક પરમેશ્વર છે.

વ્યાસે અઢાર પુરાણુ લખ્યાં. મહાભારત લખ્યું. સાગરની જેમ અગાધ અને અનંત એવું તેમનું વાઙ્મય છે. સામાન્ય માણુસ એ બધું ક્યારે વાંચી શકે, ક્યારે જોઇ શકે ? વ્યાસે પોતાનો સંદેશો ક્યાંય પણુ ટૂંકામાં મુદ્દાસર કહી નથી રાખ્યો કે ? સેંકડો કથાઓ, આખ્યાનો, ઉપાખ્યાનો, સેંકડો ઉપદેશ, એમાં તેમણે જે કહ્યું, તેનો સારાંશ, તેનું નવનીત, તેમણે ક્યાંય કાઢીને આપ્યું છે ખરું ? હા, તેમનો સંદેશો, શ્રીમદ્ ભગવદ્ગીતામાં છે. વ્યાસની સર્વ શિખામણુનો સાર એટલે શ્રીગીતા છે.

હિંદુધર્મના એવા એક ટૂંકા અને મુદ્દાસરના ગ્રંથનું નામ કહો, એમ કોઈ પૂછે તો આપણે ગીતા આગળ કરીએ. હિંદુધર્મમાં સર્વ ઉદાત્ત ભાવનાઓનો અને વિચારોનો આ સારરૂપ જ્ઞાનકોષ છે. અમુક એક વિચાર ત્યાં આવેલો નથી એમ નથી. ગીતા કેવડી નાની ? ફક્ત સાતસો શ્લોક. પરંતુ વામનજીના એક પગલામાં સર્વ ત્રિભુવન સમાય તે પ્રમાણે સર્વ તત્ત્વજ્ઞાન આ સાતસો શ્લોકોમાં આવેલું છે. ચંદ્રબિંબ ખોબા જેવડું દેખાય તો પણુ સારીય પૃથ્વીને પ્રકાશિત કરે છે, તે પ્રમાણે આ નાની શી ગીતા સર્વ માનવી–સંસારને પ્રકાશ આપે છે.

મહાભારતના મધ્યભાગમાં ગીતાનો આ નંદાદીપ,+ આ દીપસ્તંભ, ઊભેલો છે. મહાભારતનાં પર્વો અઢાર, ગીતાના અધ્યાય પણુ અઢાર. અઢાર અક્ષૌહિણી સેનાની વચ્ચે ગીતા જન્મી. શ્રીકૃષ્ણે ગીતા કહી, અર્જુને તે સાંભળી, વ્યાસે

---

+ મૂર્તિની આગળ અખંડ બળનારો દીવો.

તેની ગ્રંથરચના કરી: તે ત્રણેયની જાણે એકરૂપતા બનેલી છે. વ્યાસને કૃષ્ણ દ્વૈપાયન કહે છે. અર્જુનનું પણ કૃષ્ણ નામ છે. સર્વ કાંઈ જાણે કૃષ્ણમય બન્યું છે.

અર્જુને પોતાના રથની લગામ શ્રીકૃષ્ણના હાથમાં આપેલી હતી. પરંતુ તેની ય પહેલાં તેણે પોતાના મનની લગામ તેમના હાથમાં મૂકેલી હતી. અર્જુન એ શબ્દનો અર્થ શું ? જે ઋજુ હોય તે અર્જુન. ઋજુ એટલે સરળ અર્જુનનો સરળ ભાવ, શુદ્ધ ભક્તિ. જે કોઇ સરળ અને નિર્મળ મનનો હોય છે તે હૃદયમાં શ્રીકૃષ્ણનું શરણ સ્વીકારે છે. કૃષ્ણ એટલે ખેંચનાર, તાણનાર, ઇંદ્રિયોને સન્માર્ગે લાવનાર. જ્ઞાનસ્વરૂપ અંતરાત્મા એટલે જ કૃષ્ણ. કૃષ્ણ એટલે કેવળ શુદ્ધ એવું જ્ઞાનસ્વરૂપ. આવા શુદ્ધ વિચારોની વાણી કોણ સાંભળે છે ? જે ઋજુ હોય, શુદ્ધ વૃત્તિવાળો હોય તે સાંભળી શકે છે.

અર્જુન યુદ્ધને માટે તૈયાર થયો હતો. તે મહાવીર હતો. તેને “ નર ” એવી શ્રેષ્ઠ પદવી આપવામાં આવી હતી. આવો એ અર્જુન શ્રીકૃષ્ણને, મારો રથ હાંકો, જોવા દો કે યુદ્ધ કરવાને કોણ કોણ ઊભા છે, એમ કહે છે. ભગવાન રથ હાંકે છે. અર્જુન ઊભો રહીને સર્વત્ર જુએ છે. તેને તેના બધાય સ્વજન દેખાય છે. આપ્ત, સગાંવહાલાં, ગુરુ દેખાય છે. મરવું કે મારવું એવા નિશ્ચયથી તે બધા એકઠા મળેલા હતા. તે મામુલી લડાઈ ન હતી. તે દૃશ્ય જોઇને અર્જુન દુઃખી થાય છે. યુદ્ધ એ અતિ ભયંકર વસ્તુ છે એમ તેને લાગે છે. તેની આંખોમાંથી અશ્રુ ટપકે છે.

તે ધનુર્ધરનું ધનુષ્ય પડી જાય છે. તે ભગવાનને કહે છે, “ ભગવન્, આ સહુને મારીને મળનારું રાજ્ય શા કામનું ? રક્તથી તરબોળ થયેલાં સુખ ને ભોગ ભોગવવાં એ પાપ છે. આ બધા મિત્ર ને સગાંઓને શી રીતે મારું ? ગુરુજનનો શી રીતે વધ કરું ? આ લાખો વીરપુરુષો મરશે. લાખો માબહેનો વિધવા બનશે. વ્યભિચારના અખાડા જામશે. કુળધર્મનો નાશ થશે. છી ! મારે નથી જોઇતું એ યુદ્ધ. સંન્યાસધર્મ જ સારો. તે જ શ્રેષ્ઠ છે. ખરેખર મારે શું કરવું તે જ મને સમજાતું નથી. તમે જ ગુરુ. તમે જ માર્ગ બતાવો. ”

યુદ્ધ એ અતિ ભયંકર વસ્તુ છે એમાં શંકા નથી. મહાયુદ્ધને કારણે જે જે અનર્થો થાય છે એમ જે અર્જુને કહ્યું, તેનો અનુભવ ગયા મહાયુદ્ધ વખતે થયો છે અને આ ચાલુ મહાયુદ્ધમાં તેના કરતાં સેંકડોગણો વધારે થશે. પરંતુ અર્જુનને ઉત્પન્ન થયેલો એ વૈરાગ્ય ખરો હતો કે ? તેના જીવનમાં એકરસ બનેલો તે વિચાર હતો કે ? કાલ સુધી તો તે યુદ્ધો કરતો હતો. શત્રુનાં માથાં તે દડાની માફક ઉડાવતો હતો. હમણાં જ અકસ્માત એ વૈરાગ્ય ક્યાંથી આવ્યો ? તે વૈરાગ્ય તેના અનુભવના પરિણામરૂપ ન હતો. અર્જુન ક્ષત્રિયધર્મ છોડીને ક્યાંક હિમાલયમાં જતે તો ત્યાં મૃગયા રમવા માંડ્યો હોત. ત્યાં વસેલી જાત કે જમાતને હરાવીને નવું રાજ્ય જમાવત. હિમાલયમાં સીમલા ઊભું કરત. સંન્યાસધર્મનું અપમાન થયું હોત. અર્જુનની પણ ફજેતી થઈ હોત. ભગવાન શ્રીકૃષ્ણ એ બધું

જાણતા હતા. એટલે જ અર્જુને જે કંઈ કહ્યું તેને, તેમણે “ प्रज्ञावाद ” કહ્યો છે. આપણા મનમાં જે વિચાર આવે છે તેના સમર્થનને માટે આપણે બુદ્ધિ લડાવીએ છીએ, પણ સત્યને માટે નહિ. તે પ્રજ્ઞાવાદ કહેવાય. આપણે જુદા જુદા મુદ્દા ઊભા કરીએ છીએ. તેમાં સત્ય નથી હોતું. આપણું મન પણ આપણને ખાય છે.

એક ન્યાયાધીશ હોય. તેણે આજસુધી ઘણાયને સહજ રીતે ફાંસીની સજા આપેલી હોય. પરંતુ એક દિવસ પોતાના ખૂની પુત્રને ફાંસીની સજા કરવાનું તેના નશીબે આવે. એટલે તરત જ તે કહે કે “ આ ફાંસીની શિક્ષા ખૂબ જ ખરાબ. અપરાધીએ ભાવનાના ભરાવામાં કંઈક કર્યું એટલે આપણે શું તેને શાંતપણે ફાંસીની સજા કરીએ ? છી ! એ તો અયોગ્ય છે.” તે ન્યાયાધીશની સામે પુત્ર હોય છે. પોતાનો પુત્ર. તે મોહમાંથી તે આસક્તિમાંથી તેનો તે વૈરાગ્ય જન્મેલો હોય છે. તે તેટલા જ સમય માટે જન્મેલો વિચાર હોય છે. મોહ ને આસક્તિના સ્વરૂપને છુપાવવાને માટે તે વિચાર જન્મેલો હોય છે.

અર્જુનનું પણ તેમ જ છે. પોતાનાં અને પરાયાં એવો તે ભેદ ઊભો કરે છે. આજસુધી તેણે કેટલાંય પારકાં માર્યાં. પરંતુ પોતાનાંને જોતાં જ યુદ્ધ ખરાબ છે એમ તે કહે છે. એ આસક્તિ છે. એ મોહ છે. કર્તવ્ય કરતાં કરતાં, પોતાનાં અને પરાયાં એવો ભેદ કરવાનો નથી હોતો.

અર્જુનને સંન્યાસ ધર્મ શ્રેષ્ઠ લાગે છે. પરંતુ તેને

પચાવવો જોઇએને ? પોતપોતાની વૃત્તિ પ્રમાણે અનાસક્ત રહીને આપણે સમાજસેવા કરવી જોઈએ. દૂધ એ પાણી કરતાં કિંમતી છે. આપણે જો માછલીને કહીએ કે, "માછલી, તને દૂધમાં મૂકું છું. પાણી કરતાં દૂધ વધારે કિંમતી છે," તો એ શું કહેશે ? માછલું પાણીમાં જ જીવશે. દૂધમાં મરશે. મોરોપંત કવિએ કહ્યું છે:

" **यज्जीवन जीवन तो दुग्धीं वांचेल काय हो मीन ?** "

એટલે બીજાનો ધર્મ જો આપણને શ્રેષ્ઠ લાગે તો પણ તે આપણને પચવો જોઈએ ને ? સૂર્યનો પ્રકાશ સરસ ખરો. પરંતુ આપણે જો એની પાસે જઈએ તો બળી જઇએ. પૃથ્વી ઉપર રહીને જ આપણે તેનો પ્રકાશ મેળવીએ અને ઊછરીએ. પૃથ્વી ઉપર રહેવું એ આકાશમાં રહેવા કરતાં, નીચા દરજ્જાનું લાગે તો પણ એમ કરવામાં જ આપણું કલ્યાણ છે, આપણો વિકાસ છે.

અર્જુન સંન્યાસી થવા માગે છે. એની ફજેતી થવાની એ શ્રીકૃષ્ણ જાણે છે. એટલે તેના સર્વ બુદ્ધિવાદને તે 'પ્રજ્ઞાવાદ' કહે છે. અર્જુનને મારી મચડીને સંન્યાસી બનાવવામાં અર્થ શો ? ફક્ત એના મસ્તક ઉપર હાથ મૂકીને—આશીર્વાદ આપીને—પણ સંન્યાસી બનાવવો સારું નહિ. જેને તેને પોતાની આંતરિક તાલાવેલી પ્રમાણે ધ્યેય તરફ જવા દો.

સારાંશ એ કે, અર્જુન મોહને લઈને, આસક્તિને લીધે સ્વધર્મને દૂર રાખવા માગે છે. મોહ અને આસક્તિ ઉપર વિજય મેળવવો એ ખરી વાત છે. અનાસક્ત બનીને

પોતાનાં ધર્મકર્મનું આચરણ કરવું એ સહુનું કર્તવ્ય છે. મોહને જીતો અને અનાસક્ત બનો. એવા બનીને પોતાનાં ધર્મ અને કર્મ કરો, એ શીખવવાને માટે ગીતા જન્મેલી છે. અઢારમા અધ્યાયને છેડે "कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय"× અર્જુન, તારો મોહ ગયો કે? એમ શ્રીકૃષ્ણ પૂછે છે. અર્જુન ઉત્તર આપે છે કે, "नष्टो मोहः स्मृतिर्लब्धा"* મોહ ગયો, ભાન આવ્યું, પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરવાની જાગૃતિ આવી, એમ કહે છે.

કર્તવ્ય કર્મ કરતાં જે મોહ આડો આવે છે, આસક્તિ આડે આવે છે, તેને શી રીતે દૂર કરવી અને તેની સાથે શી રીતે ઝઘડવું એ કહેવાને માટે ગીતાશાસ્ત્ર છે, પહેલા અધ્યાયમાં ઉપદેશની શરૂઆત નથી. પરંતુ અર્જુન કયી ભૂમિકા ઉપર ઊભો રહેલો છે, એ સમજવાને માટે પહેલા અધ્યાયની જરૂર છે. ગીતાશાસ્ત્રની ઉત્પત્તિ શાને માટે થઇ એ સમજવાને માટે પહેલો અધ્યાય જોઈએ.

ગીતા એ ફક્ત અર્જુનને માટે નથી. કેવળ ક્ષત્રિયોને માટે નથી. તે તમારા અમારા સહુને માટે છે. સર્વ સંસારીઓને માટે છે, આપણે બધા એક રીતે ક્ષત્રિય જ છીએ. તુકારામે કહ્યું છે કેઃ

" रात्रंदिन आम्हां युद्धाचा प्रसंग
अंतर्बाह्य जग आणि मन "

× " તારા અજ્ઞાનનો મોહ પામ્યો વિનાશ શું હવે ?" ૧૮-૭૨

* "......નાશ્યો મોહ, મળી સ્મૃતિ" ૧૮-૭૩

રાત ને દિવસ આપણુ સહુ માણુસોમાં અને મનમાં ઝઘડો ચાલુ જ હોય છે. દરેક જણુ પોતાના કર્તવ્યકર્મ રૂપી 'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે' ઊભેલો હોય છે. ત્યાં મોહ આડે આવે છે. આસકિત આડે આવે છે. ત્યાં લડવું પડે છે. તે મોહને શી રીતે જીતવો, આસક્તિ શી રીતે દૂર કરવી એ સહુ આપણુને ગીતા કહે છે. એટલે આ શાસ્ત્રની સહુને જરૂર છે. ઊંચા પર્વત ઉપર વરસાદ પડે છે. અર્જુન સરિખા મહાપુરુષનાં મસ્તક ઉપર શ્રીકૃષ્ણે સદુપદેશની અમૃતવર્ષા વરસાવી. વ્યાસે તે પ્રવાહને બાંધીને તમારા અમારા સહુને માટે આણેલો છે. તેમનો મહાન ઉપકાર. અર્જુનને નિમિત્ત બનાવીને સર્વ કોઇને એમાં ઉપદેશ દીધેલો છે. આપણે સહુ ઋજુ થઈને, સરળ ને નિર્મળ બનીને, જ્ઞાનમય કૃષ્ણુની પાસે બેસીએ અને મોહને જીતીને, અનાસક્ત બનીને પોતાનાં ધર્મ અને કર્મ આચરીને સમાજ સેવા શી રીતે કરવી અને જીવન કૃતાર્થ શી રીતે કરવું તે શીખીએ.



## અધ્યાય બીજો

બીજા અધ્યાયના આરંભમાં જીવનના મહાન સિદ્ધાન્ત કહેલા છે. એ મહાસિદ્ધાન્ત કયા ?

૧. આત્મા સર્વત્ર ભરેલો છે.

૨. દેહ નાશવંત છે.

૩. સ્વધર્મ અબાધ્ય છે.

આ ત્રણ સિદ્ધાન્તમાં જાણે જીવનનું સારું ય શાસ્ત્ર આવી ગયું. આત્મા અનંત છે. એક જ તત્ત્વ જાણે કે સર્વત્ર ભરેલું છે. આપણને એનો ડગલે ને પગલે થોડો-ઘણો ય અનુભવ મળે છે. આપણને સુખદુઃખ થાય છે એ પ્રમાણે બીજાને થાય છે. આપણે સહુ સમાન, સરખાં છીએ. એક જ ચૈતન્ય સહુમાં રમી રહેલું છે. સર્વત્ર ભરેલા એવા એ આત્મતત્ત્વનાં દર્શન કરવાં, એ જ મોક્ષ. પરંતુ આપણે આ આત્મતત્ત્વના ટુકડા ટુકડા કરીએ છીએ. એકાદ કિંમતી પટોળું હોય અને એકાદ નાનું બાળક હાથમાં કાતર લઈને તે પટોળાના ટુકડે ટુકડા કરે, એ પ્રમાણે આપણે કરીએ છીએ. એક સુંદર વણેલા કપડાની ચીંદરડીઓ કરીએ છીએ અને પછી શરીરે પહેરવાને કશું ય નથી એમ કરી રડવા બેસીએ છીએ ! જગતભરમાં જે દુઃખ છે, જે અન્યાય છે, જે સ્પર્ધા છે, જે મારામારીઓ છે, જે યુદ્ધો

છે, તે સર્વનું કારણ શું ? એક જ કારણ અને એ એટલે આપણે જુદા જુદા ભેદ નિર્માણ કરીએ છીએ તે. સર્વત્ર ભરેલું એક આત્મતત્ત્વ આપણે જોતા નથી. નદી વહેતી હોવી જોઈએ, પરંતુ નદીમાં જો ઠેકઠેકાણે બંધ બાંધીને આપણે ખાબોચિયાં બનાવીએ તો તેથી આપણને ટાઢિયો તાવ જ આવશે. બધે મચ્છર થશે. મરી જઈશું. આજે જગતમાં આપણે સહુ મરીએ છીએ. કારણ કે આપણે ખાબોચિયાં નિર્માણ કર્યાં છે. એ ગોરા, એ કાળા, એ હિંદુ, એ મુસલમાન, એ બ્રાહ્મણ એ બ્રાહ્મણેતર, એ સ્પૃશ્ય, એ અસ્પૃશ્ય, એ દેશસ્થ, એ કોંકણસ્થ, એ મહારાષ્ટ્રી, એ ગુજરાતી, બધાં ય ખાબોચિયાં ! પોતપોતાના ખાબોચિયામાં બેસીને સહુ, દેડકાં પ્રમાણે અહંકારપણે ટરાં ટરાં કરે છે. સહુની ઉપર મરણના ઓળા ઊતરે છે.

જે હિંદુસ્થાને ગીતા આપી, ઉપનિષદો આપ્યાં, તે હિંદુસ્થાનમાં જુદા જુદા વાડાઓનો ખીચડો જામ્યો છે. ઠેકઠેકાણે પોતપોતાની ક્ષુદ્ર જાતિઓના વાડા ઊભા કરીને આપણે નકામા ભારરૂપ માણસોની માફક ઝઘડીએ છીએ.

આપણે આવા વાડા શાથી ઊભા કરીએ છીએ ? સર્વત્ર ભરેલા આત્મતત્ત્વને આપણે શાથી જોતા નથી ? કારણ કે નાશવંત દેહને જ આપણે મહત્વ આપીએ છીએ. ગીતા કહે છે, અરે, આ દેહ જનારો છે, આ માટલું ફૂટી જવાનું છે, આ વસ્ત્ર ફાટી જવાનું છે. આ દેહને શાને મહત્વ આપો છો ? અંદરનો આત્મા જુઓ. પરંતુ આપણે આત્મા તરફ લક્ષ આપતા નથી. અમુક અટકના, અમુક રંગના તે મારા

એમ આપણે કહીએ છીએ. બાહ્ય રૂપરંગને મહત્વ આપીને આપણે વાડા ઊભા કરીએ છીએ. અરે, કાલે મર્યા પછી એક જ માટીમાં સહુ મળી જનાર છે. જે શરીરનું આટલું બધું મહત્ત્વ તમને લાગે છે તે તો નાશવંત છે.

" आधीं पलंगीं झोंपती
टीहशे गोवऱ्यांची संगती "×

પરંતુ વિચાર કરે છે કોણ? તુકારામે કહ્યું છે:

" एकमेकांचीं दहने
पाहती न होती शहाणे "

બધાય છેવટે ચિતામાં બળે છે એ જોઈને ય કોઈ ડાહ્યા થતા નથી. દુ:ખની વાત છે.

રવીન્દ્રનાથે ગીતાંજલિમાં એક ઠેકાણે કહ્યું છે, " આ કેદખાનામાં એક કેદી છે. એ કેદી તરફ કોઈનું ય લક્ષ નથી. કેદખાનાની ભીંતો માત્રની જ કાળજી લેવાય છે." આપણે આ દેહમાં રહેલું આત્મતત્ત્વ જોતા નથી. આપણો આત્મા પાંખ ફફડાવીને સર્વ કૃત્રિમ બંધનો, ખોટા ભેદભાવ તોડીને સારાય વિશ્વને ભેટવાને ઈચ્છે છે. પરંતુ તેની ભૂખ તરફ આપણું લક્ષ નથી. આપણે દેહની જ પૂજા કરતા બેઠા છીએ. પોતાના દેહની, પોતાની જાતીના લોકના દેહની— જપાનને લાગે છે કે ફક્ત જપાનીઓએ સુખમાં આળોટવું. જર્મનોને લાગે છે કે જર્મનોની સત્તા હોવી જોઈએ.

× પ્રથમ જે પલંગમાં પોઢે છે તેઓ છેવટે છાણાંની સાથે સૂએ છે.

અંગ્રેજોને લાગે છે કે પોતાનું સામ્રાજ્ય હોવું જોઈએ. પરંતુ સર્વ માનવ જાત સુખી અને સ્વતંત્ર બનવા દો એમ કોણ કહે છે? જે તે પોતાનો રંગ, પોતાનો દેશ, પોતાની જાત જુએ છે. બહારના આકારને આપણે મહત્વ આપીએ છીએ. છીપોલીઓને હૃદય સાથે ધરી રાખીએ છીએ. મોતીને ફેંકી દઈએ છીએ! ગીતા કહે છે, "અરે સર્વત્ર ભરેલા પરમાત્મા જુઓ. દેહને ભૂલી જઈને, અખંડ આત્માના ખંડ પાડશો નહિ."

હિંદુસ્થાનમાં જે પ્રમાણે જાતજાતના ભેદનો ખીચડો છે, તે પ્રમાણે મરણનો પણ અપરંપાર ડર છે. બીજા દેશોએ મરણને જાણે ખેલ બનાવી દીધો છે. સ્વદેશને માટે લાખો મરે છે. પરંતુ આપણી બાજુ તો બધો ય ડર! "લાઠી વાગશે, ગોળી વાગશે, જેલમાં જવું પડશે." એવી રીતે એકબીજાને ડરાવે છે.

જ્ઞાનેશ્વરે દુઃખપૂર્વક કહ્યું છે કે:

> " **अगा मर हा बोल न साहती**
> **आणि मेलिया तरी रडती** "

મરવું એ શબ્દ પણ બોલવા દેતા નથી. અને કોઈ મરી ગયું તો જગતમાં કોઈ જગ્યાએ ના હોય એવી આપણી રડારડ! આ પ્રમાણે ચામડીને પંપાળનારા, સદાય ઝઘડનારા જે દુર્ભાગી માણસો, તેમના નશીબમાં સેંકડો વર્ષો સુધી ગુલામગિરી ના આવે તો શું થાય?

આપણે ભેદના વાડા મટાડવા પડશે. દેહની ક્ષુદ્રતા

ઓળખવી જોઈશે. દેહ એ સાધ્ય નહિ પણ એક સાધન છે એ લક્ષ્યમાં રાખવું જોઈશે. પોતાના ધર્મનું આચરણ કરવાને માટે આ દેહ. સ્વધર્મ એટલે પોતાનું કર્તવ્ય કર્મ. આપણને જન્મતાં જ સ્વધર્મ મળે છે. માતાપિતા જેમ શોધવાં પડતાં નથી, તે જ પ્રમાણે સ્વધર્મ શોધવો પડતો નથી. આપણે કોઈ પણ એક પ્રવાહમાં જન્મીએ છીએ. આપણી આસપાસ વિશિષ્ટ પરિસ્થિતિ હોય છે. તે પરિસ્થિતિને અનુરૂપ આપણને સ્વધર્મ મળી જ રહે છે. દાખલા તરીકે, આપણે પરતંત્ર હિંદુસ્થાનમાં જન્મ્યા, એટલે અહીં જન્મનાર હરેક જણનો, સ્વતંત્રતા માટે પ્રયત્ન કરતા રહેવાનો સ્વધર્મ છે.

પરંતુ સ્વાતંત્ર્યને માટે પ્રયત્ન કરવાનો સ્વધર્મ તે પણ સહુનો એક જ સરખો હોય એમ નહિ. હરેકની વૃત્તિ જુદી. કોઈ કહેશે કે હું હરિજન સેવા કરીને સ્વાતંત્ર્યના કાર્યમાં મદદ કરું છું. કોઇ કહેશે કે હું ખાદીનું કામ ઉપાડું છું. કોઇ કહેશે કે હું રાષ્ટ્રભાષાનો પ્રચારક બનું છું, કોઇ કહેશે કે હું ચર્માલય કાઢું છું. કોઈ કહેશે કે હું શાસ્ત્રીય રીતે ગોરક્ષણનો સવાલ હાથ ધરું છું. કોઈ કહેશે કે હું અક્ષરજ્ઞાનને અપનાવું છું. કોઈ કહેશે કે હું મધમાખના ઊછેરનો ભકત બનું છું. કોઈ કહેશે કે હું કિસાનોનું સંગઠન કરું છું. કોઈ કહેશે કે હું મજૂરોમાં જઈને બેસું છું. કોઈ કહેશે કે હું ઉઘાડે છોગ બંડ કરું છું. કોઈ કહેશે કે હું ફાંસીએ ચઢું છું. કોઇ કહેશે કે હું જેલમાં જાઉં છું. જે તે પોતપોતાની શકિત પ્રમાણે, વૃત્તિ પ્રમાણે સ્વાતંત્ર્યના કામમાં મદદ કરશે.

આને સ્વધર્મ કહે છે. સ્વધર્મ એટલે હિંદુધર્મ, ખ્રિસ્તી ધર્મ એવો અર્થ નથી. સ્વધર્મ એટલે પોતાનો વર્ણધર્મ–વર્ણ એટલે રંગ. કયો રંગ લઈને આપણે સંસારમાં આવ્યા? આપણી મનોબુદ્ધિને કયો રંગ છે? મારી વૃત્તિ કયી તરફ છે? તે જોઈને સેવાધર્મને હાથમાં ધરવાનું. પછી તે કર્તવ્યકર્મને માટે જીવવાનું, તેને માટે મરવાનું.

**" स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः "**

આ ચરણનો ઉપર પ્રમાણે અર્થ છે. પ્રાચીનકાળમાં પિતાનો જે વર્ણ તે જ તેના દીકરાઓનો એમ ઠરેલું હતું. કારણ કે નાનપણથી, ઘરમાં તે જે જુએ, તેની આજુબાજુ હોય તે જ એ છોકરો ઉપાડવાનો. પરંતુ આપણે તે પછીના કાળમાં છીએ. જુદી જુદી જાતની શિક્ષણપદ્ધતિઓ નીકળી છે. એક જ માતાપિતાને જુદા જુદા ગુણધર્મવાળાં બાળકો હોય છે. તે સર્વનો એક જ વર્ણ નથી હોતો. કોઈ ચિત્રકાર બને છે. કોઈને રૂડા ફૂલ કે ખેતી ગમે છે. ત્યારે દરેકે પોતપોતાની વૃત્તિને અનુરૂપ સ્વધર્મ ઉપાડવો. તે સ્વધર્મ આચરતાં આચરતાં આ દેહ પાડવો. સર્વત્ર ભરેલા આત્મતત્ત્વની જાણ રાખીને, સ્વધર્મ કરવાને માટે આ દેહ–રૂપી સાધન મળેલું છે. આ દેહરૂપી સાધન વડે સ્વધર્મ આચરતાં, સર્વત્ર ભરેલા પરમાત્માની કર્મમય પૂજા આપણે કરવાની છે.

આત્મા અખંડ છે, દેહ નાશવંત છે અને સ્વધર્મ અબાધ્ય છે એ ત્રણ સિદ્ધાન્ત ગીતાએ કહ્યા છે. પરંતુ ફક્ત શાસ્ત્ર કહીને ચાલતું નથી. શાસ્ત્રને જીવનમાં ઉતારવાને કળા

જોઇએ. સ્વધર્મ આચરો એમ સર્વધર્મ કહે છે...પરંતુ ગીતા કહે છે "સ્વધર્મ તો આચર જ. પરંતુ ફલેચ્છા છોડીને નિષ્કામવૃત્તિથી તે સ્વધર્મ આચર." કૃષ્ણ કહે છે:

**"एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु"**

તને સાંખ્યશાસ્ત્ર કહ્યું, હવે યોગ વિષે કહું છું તે સાંભળ. અને યોગ એટલે શું ?

**"योगः कर्मसु कौशलम्"**

કર્મ કરવાની કળા એટલે યોગ. ઉત્તમ કર્મ આ હાથે ક્યારે થશે ? જ્યારે એકધારી રીતે એ જ કર્મમાં રમમાણ બનીએ, ફળનું ચિંતન કરી બેસી ન રહેતાં સાધનમાં જ તન્મય થઈએ ત્યારે. આવું કર્મ કરવામાં એક પ્રકારનો આનંદ હોય છે. તેને નિરાશા અડતી જ નથી.

આવું નિષ્કામ કર્મ કરનાર પુરુષ કેવો હશે ? આ દેહથી પોતાના સ્વધર્માચરણની નિષ્કામ સેવાથી સમાજરૂપી પરમેશ્વરની પૂજા કરનાર તે અનાસક્ત કર્મયોગી. તે કેવા સારા હશે ?

જીવનનું શાસ્ત્ર કહીને, નિષ્કામ બુદ્ધિથી કર્મ કરવાની કળા કહીને, એ શાસ્ત્ર તથા એ કળા જેના જીવનમાં પ્રગટે છે, એવા સ્થિતપ્રજ્ઞની મૂર્તિ, બીજા અધ્યાયના છેવટના ભાગમાં ભગવાને ઊભી કરેલી છે. ગીતાશાસ્ત્ર બીજા અધ્યાયમાં જાણે કે પૂરું થયું. પછીના અધ્યાય એટલે વિસ્તાર છે. એટલે જ બીજા અધ્યાયને કોઈ એકાધ્યાયી ગીતા કહે છે. બીજા અધ્યાયના જ વિચારોને પછીના અધ્યાયોમાં વધુ વિસ્તારપૂર્વક સમજાવેલા છે. તે ધીરે ધીરે જોતા જઈએ.

# અધ્યાય ત્રીજો

સ્વધર્મનું આચરણ નિષ્કામબુદ્ધિથી કર એવું ગીતા કહે છે. તમારી વૃત્તિ જુઓ. પોતાના ગુણધર્મ જુઓ. તેને અનુરૂપ સેવા હાથમાં લ્યો. સમાજસેવાનું કોઈ પણ કર્મ હીન નથી. સર્વ કર્મ પવિત્ર જ છે. સમાજસેવાના સર્વ પ્રકાર સરખા જ મોક્ષદાયી છે. વેદ શીખવનાર ઋષિ હો, કે રસ્તો વાળનાર ભંગી હો, શાળામાં શીખવનાર શિક્ષક હો કે દુકાન કરનાર વાણિયો હો, સહુ કોઈ મોક્ષના અધિકારી છે. કોઈએ કોઈને હિણપત લગાડવું ના જોઈએ. મારું કર્મ શ્રેષ્ઠ એમ બોલવું નહિ. +ઉપનિષદમાં એક વાત છે. એક વખત દેવોમાં ઝઘડો થયો. પવન કહે હું શ્રેષ્ઠ. અગ્નિ કહે હું શ્રેષ્ઠ. મેઘ કહે હું શ્રેષ્ઠ. ઇન્દ્ર કહે હું શ્રેષ્ઠ. આ પ્રમાણે તેમનો વાદવિવાદ ચાલતો હતો. તેવામાં ત્યાં એકદમ એક દેવી આવીને ઊભી રહી. તે જ્ઞાનદેવી ઉમા હતાં. દિવ્યરૂપે કરીને તે પ્રકાશતાં હતાં. ઇન્દ્રે વાયુને કહ્યું, "જા, એ દેવીને પૂછી કરીને આવ." વાયુ તે દેવી પાસે આવ્યો અને બોલ્યો, "આપ કોણ છો?" દેવીએ પૂછ્યું, "તું કોણ છે?" વાયુ સગર્વ બોલ્યો, "તમે મને ઓળખતાં નથી? અરે હું વાયુ. હું પર્વત ઉડાડું છું, ઝાડો તોડી

---

+ કઠ ઉપનિષદમાં.

પાડું છું, સમુદ્રને નચાવું છું. મારી શક્તિ અપાર છે.” તે દેવી બોલ્યાં: “ આ અહીં એક સળી છે, તે જરા ઉડાડી બતાવો જોઈએ.” વાયુ તે સળી ઉડાડવા લાગ્યો. સળી ઉડાડી શકાઈ નહિ. તે નીચું મોં કરીને ચાલ્યો ગયો. પછી અગ્નિ આવ્યો. તેણે દેવીને પૂછ્યું, “ તમે કોણ ? ” દેવીએ તેને પૂછ્યું, “તમે કોણ છો ? ” અગ્નિ ક્રોધમાં બોલ્યો, “ તમે મને ઓળખતાં નથી ? હું અગ્નિ. હું જો મનમાં આણીશ તો સારા ય બ્રહ્માંડને બાળીને ભસ્મ કરી નાખીશ. મારો પ્રભાવ અનંત છે.” દેવી બોલ્યાં: “ આ અહીં એક સળી છે, તે બાળી બતાવો.” અગ્નિ, ધમપછાડા કર્યા છતાં પણ તે સળીને સળગાવી શકયો નહિ. સર્વ દેવો આ પ્રમાણે ફજેત થયા. છેવટે તે જ્ઞાનરૂપિણી બોલ્યાં: “ અરે દેવતાઓ, હું મોટો, હું મોટો એમ ઝઘડો શાને કરો છો ? સૂર્યમાં પ્રકાશવાની શક્તિ આપેલી છે માટે તે મોટો. વાયુમાં ઉડાડવાની શકિત છે, અગ્નિમાં બાળવાની શક્તિ છે. પરંતુ પોતપોતાની શકિતનો ગર્વ ના કરો. તે વિશ્વેશ્વરે જે તે શકિત તમારામાં મૂકેલી છે, તે શક્તિ જો એ કાઢી લેશે તો તમે કચરા જેવા બનશો.”

આપણે પોતાના ગુણધર્મ પ્રમાણે સેવાકર્મ કર્યે જવાં. તે સહુ કર્મો મોક્ષ આપનારાં છે. પ્રભુને પ્રિય છે. કર્મ કરવાં. ફલેચ્છા છોડીને કરવાં. પરંતુ ફલેચ્છા છોડીને જે કર્મ કરીએ, તેથી ફળ મળતાં નથી એમ નહિ. ઊલટું, ફલેચ્છા મનમાં સતત વિચારીને કર્મ કરનારના કરતાં નિષ્કામ કર્મ-યોગી અનંતગણું ફળ મેળવે છે. ફળનું ચિંતન કરતાં બેસી-રહેવાનો તેને સમય નથી. તેનો બધો સમય કર્મમાં જ જાય

છે. જે ખેડૂત રાતદિવસ ખેતીના કામમાં રચ્યો પચ્યો રહે છે, તેની ખેતી બીજાના કરતાં વધારે ફળદાયી થયા સિવાય રહેતી નથી. નિષ્કામ કર્મ કરનારાની જીવનયાત્રા સરળ ચાલશે એમાં શંકા નથી. પરંતુ આ કરતાં ય અત્યંત મહત્ત્વનાં એવાં અનેક ફળ તે મેળવે છે.

ગંગાજીમાં એક વિજ્ઞાનનો અભિમાની અને એક ભક્તિભાવ રાખનારો સ્નાન કરવા જાય, તો તે બન્નેની શરીરશુદ્ધિ તો થવાની જ. પરંતુ ભક્તિભાવથી સ્નાન કરનારને શરીરશુદ્ધિની સાથોસાથ બીજાં ફળ પણ મળે છે. વિજ્ઞાનવાદી કહેશે કે "ગંગાજળ એટલે શું ? ઓક્સિજન અને હાઇડ્રોજનનું મિશ્રણ, વધારે છે શું ?" તેને ફક્ત શરીરશુદ્ધિનું ફળ મળશે. પરંતુ તે ફળ એકાદ અજ્ઞાનીને ય મળશે. પણ ભક્તિભાવથી જે ગયો, ગંગા એટલે વિષ્ણુના પદકમળમાંથી જન્મેલી, શંકરની જટાજૂટમાંથી બહાર પડેલી, જેને તીરે રાજાઓ રાજપાટ છોડીને મોક્ષની સાધના કરવા લાગ્યા, જેને તીરે યોગીઓ યોગાચરણમાં રમમાણ બન્યા, જ્ઞાનીઓ જ્ઞાનમાં રંગાયા, ભક્ત ભક્તિથી ગાંડા બન્યા, એવી એ ગંગા, એ પ્રમાણે મનમાં સ્મરણ કરીને, ભાવનાઓથી ઊભરાઇને જે ગંગાજીમાં ડૂબકી મારે તેને શરીરશુદ્ધિની સાથોસાથ જ ચિત્તશુદ્ધિનું ય ફળ મળે છે. તેનો શરીરનો મેલ ધોવાય છે અને તે જ પ્રમાણે મનનો મેલ પણ ધોવાય છે.

નિષ્કામ કર્મ કરનારની જીવનયાત્રા સારી ચાલે છે.

તેને ચિત્તશુદ્ધિનું ફળ મળે છે. ચિત્તશુદ્ધિથી તેને તેના કર્મમાંથી જ જ્ઞાન પણ મળે છે. મહાભારતમાં તુલાધાર વૈશ્યની વાત છે. તેની પાસે નીજલિ નામે એક બ્રાહ્મણ જ્ઞાન મેળવવાને આવ્યો. તુલાધાર બોલ્યો, "મારી પાસે શાનું જ્ઞાન ? જ્ઞાન હોય તો તે એક જ છે; અને તે પણ મારાં ત્રાજવાંની દાંડીએ મને શીખવેલું છે. આ ત્રાજવાંની દાંડી જે પ્રમાણે સીધી હોય છે, તે પ્રમાણે મારું મન સીધું રાખતાં હું શીખ્યો છું. શત્રુ હો, મિત્ર હો, સ્વજન હો, પારકાં હો; ત્રાજવાંની દાંડી સીધી તે પ્રમાણે મારું મન રહેવાનું." તુલાધારને તેના વેપારના સ્વધર્મમાંથી જ ચિત્તશુદ્ધિ મળીને મોક્ષનું જ્ઞાન પણ મળ્યું. સેનો નાવી, ગોરો કુંભાર, કબીર, એ સર્વને પોતપોતાના સ્વધર્મના આચરણમાંથી ચિત્તશુદ્ધિ લાધી અને જ્ઞાન પણ મળ્યું. સેનો નાવી બીજાની હજામત કરતો. બીજાના માથાનો મેલ કાઢતો. આવો મેલ કાઢતાં કાઢતાં તેના મનમાં વિચાર આવ્યો, "હું બીજાના માથામાંથી મેલ કાઢું છું, પરંતુ મારા માથામાંથી મેં મેલ કાઢયો ખરો કે ?" ગોરો કુંભાર માટલી પકવીને તે કાચી છે કે પાકી એ જોતો. એમ કરતાં કરતાં તેના મનમાં વિચાર આવ્યો, "માટલાં કાચાં કે પાકાં એ હું જોઉં છું, પરંતુ મારા જીવનરૂપી માટલું મેં પાકું કર્યું છે કે ?" સાંવતો માળી બગીચો કરતો હતો. ઝેરી જંગલ, નિરુપયોગી ઘાસ ઉખાડી નાખતો. એમ કરતાં કરતાં એના મનમાં વિચાર આવ્યો, "મારા હૃદયમાંથી વાસનારૂપી ઘાસ મેં ઉખાડી નાખ્યું છે કે ?" કબીર મોમીન હતા. વસ્ત્રો વણતા. વણતાં વણતાં તેમના મનમાં થતું, "મારા

જીવનનાં વસ્ત્ર મેં બરાબર રીતે વણેલાં છે કે ? મારાં નિર્મળ જીવનવસ્ત્રો પ્રભુને અર્પણ કરી શકાશે કે ? ”

આ રીતે જે તે કર્મમાંથી જ ચિત્તશુદ્ધિ થઇને જ્ઞાન પણ મળે છે, કર્મયોગી પોતાનાં કર્મે કરીને કેટલાં ફળો મેળવે છે ! ફળની ઇચ્છા મનમાં રાખીને કર્મ કરનારને ક્ષુદ્ર ફળ મળશે. પરંતુ નિષ્કામવૃત્તિથી કર્મમાં રંગાએલો કર્મયોગી તો ફળ મેળવવા ઉપરાંત ચિત્તશુદ્ધિ પણ મેળવે છે. જ્ઞાનનો અધિકારી બને છે. જાણે કે મુકત બને છે.

સતત સ્વધર્મનું આચરણ કરતા રહેવાથી સમાજમાંથી દંભ પણ નાશ પામે છે, એકાદ કેવળ નિરિચ્છ બનેલો જ્ઞાની કહેશે. “ મારે હવે શા સારુ કર્મ કરવાં ? મેળવવા જેવું હવે શું બાકી રહ્યું છે ?” પરંતુ તે જ્ઞાની જો સ્વસ્થ બેસશે તો બીજાઓ પણ એનું અનુકરણ કરશે. જ્ઞાનીની શાન્તિ અને સમાધાન તો એમની પાસે નથી. પરંતુ કેવળ ઉપલકિયું અનુકરણ કરશે. સમાજમાં આથી કરીને દંભ ફેલાશે. એટલે કર્મયોગી સતત નિષ્કામ સેવા કરતો જ રહે છે.

આવો કર્મયોગ, ભગવાન શ્રીકૃષ્ણ કહે છે. કર્મનો મહિમા તેમણે જ શીખવ્યો. કોઈપણ સેવાકર્મ તુચ્છ નથી એ તેમણે પોતાના જીવનમાં જ બતાવ્યું. તેમણે ગાયો ચારી. રાજસૂય યજ્ઞમાં એઠ ઊપાડી છાણુથી લીંપ્યું. જ્યારે શિશુપાળ બોલ્યો: “ કૃષ્ણની શાની અગ્રપૂજા કરો છો ? તે તો ગોવાળીઓ, ગાયો ચારનારો છે !” ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા: “હા, હું ગાયો ચારનારો કૃષ્ણ. ગોપાળકૃષ્ણ કહેવરાવવામાં જ

મને આનંદ આવે છે." ભગવાને અર્જુનના ઘોડા હાંકયા. મહાભારતના યુદ્ધમાં સંધ્યાકાળ થઇ. ક્ષત્રિય સાયંસંધ્યા કરવાને જતા. પરંતુ ભગવાન શ્રીકૃષ્ણ તે વખતે શું કરતા હતા? તે રથના ઘોડાઓને પાણી આગળ લઇ જતા. તેના શરીરમાં પેસી ગએલાં બાણ કાઢતા. તેને ખરેરો કરતા. પોતાના પીતાંબરનો તોબરો કરીને તેમાં ચંદી ખવડાવતા. કવિ મોરોપંતે વર્ણન કર્યું છે કે:

" औषध सुचणक कल्पी पीतपट पसाहि तोबरा माप ।
श्रितसाहित्य कराया न बरा मांदार तो बरा मा–प" ॥+

આ લક્ષ્મીપતિ ભકતોની કેટલી કાળજી લે છે! કલ્પવૃક્ષ કરતાં એ કેટલા શ્રેષ્ઠ! આ ભગવાન પીતાંબરમાં ચંદી ખવડાવે છે!

આવા ભગવાને કર્મનો મહિમા વર્ણવેલો છે. આવા પ્રભુને સંતોએ ઊભા કરેલા છે. કર્મનો મહિમા કહીને છેવટે ભગવાન કહે છે: "હે અર્જુન, સ્વધર્મ આચરણે કરીને મોક્ષ હાથમાં આવશે. પરંતુ કામક્રોધ, જુદી જુદી વાસનાઓ, લોભ વગેરેથી સ્વધર્મનું આચરણ બરાબર થનાર નથી. તો પણ કામક્રોધને તાબામાં લે, સંયમી બન અને નિષ્કામ કર્મરૂપી સાધને કરીને જીવન કૃતાર્થ કર."

☆

---

+ ચણા એ જ દવા કલ્પીને પોતાના પીતાંબરનો તોબરો બનાવીને તે ઘોડાને ખવડાવે છે. આશ્રિતોને ઇચ્છિત વસ્તુ પૂરી પાડવામાં કલ્પવૃક્ષના કરતાં પણ લક્ષ્મીપતિ શ્રેષ્ઠ છે.

# અધ્યાય ચોથો

સંસાર સર્વત્ર ઓતપ્રોત ભરેલો છે. એને છોડતાં છોડાતો નથી. પ્રાણીમાત્રની પાછળ કર્મ એ બરાબર લાગેલું જ છે. ઊંઘવું એ ક્રિયા–પદ છે. બેસવું એ સુદ્ધાં ક્રિયા–પદ. બેસી બેસીને પગ દુઃખ્યા એમ કહે છે. આમ આવી પરિસ્થિતિમાં કર્મ શી રીતે ટાળી શકાવાનાં છે?

કર્મ દૂર કરશો તો દેહયાત્રા થનાર નથી. ચિત્તશુદ્ધિ મળનાર નથી. જ્ઞાનનો ઉદય થવાનો નથી. સમાજમાં દંભ જામશે. એટલે સદાય કર્મ કરતા જ રહેવું. તેનાથી કંટાળવું નહિ. પોતાને ગમતું કર્મ હાથમાં લ્યો. પોતાના ગુણ કર્મને અનુરૂપ એવું કોઇપણ સમાજસેવાનું કર્મ હાથમાં લ્યો. તેમાં રમમાણ બનો.

એકલાં બહારનાં કર્મ તારનાર નથી. બાહ્ય કર્મની કિંમત શાનાથી મળે છે? બહારનાં સામાન્ય કર્મમાંથી આપણે મોક્ષની અમૃતધારા કેવી રીતે મેળવવાની તે આ ચોથા અધ્યાયમાં કહેલું છે.

ચોથા અધ્યાયમાં ત્રણ શબ્દો આવેલા છે: ૧. કર્મ, ૨. વિકર્મ, ૩. અકર્મ.

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणोऽपि बोद्धव्यं गहना कर्मणो गतिः ॥

કર્મ એટલે શું, વિકર્મ એટલે શું, અકર્મ શું એ બધું સમજી લેવું જોઇએ. કર્મનો મહિમા અપાર છે. કર્મની ગહન ગંભીર ગતિ મોક્ષના સમુદ્રને મેળવશે. પરંતુ બરાબર સમજી લેવાય તો જ.

કર્મ એટલે બહારનું સ્થૂળ કર્મ. પરંતુ વિકર્મ એટલે શું ? વિકર્મ એટલે વિશેષ કર્મ. અધિક મહત્ત્વનું કામ. વિકર્મ એટલે મનોમય કર્મ. ધારો કે રસ્તામાં એકાદ ઓળખીતા માણસ મળ્યા. આપણે તેમને નમસ્કાર કરીએ છીએ. પરંતુ તે નમસ્કાર કરવામાં જો આપણું મન ન હોય, અને 'દીઠા દેવ તો કર્યા નમસ્કાર' એ પ્રમાણે હશે તો તે નમસ્કારનો અર્થ શો ? તે નમસ્કાર આપણને ભાર રૂપ લાગે છે. ને નમસ્કારનું કર્મ આપણને મુક્ત કરતું નથી પણ ઊલટું બંધનમાં નાખે છે. માથા ઉપર જાણે ભાર મૂકે છે.

આપણા કર્મમાં મનનો સહકાર હોવો જોઇએ. આપણા કર્મમાં આત્મા રેડેલો હોવો જોઇએ. એટલે એ કર્મ પણ સરસ થાય છે અને કર્મ ભારરૂપ બનતું નથી. કબીર વસ્ત્ર વણતા હતા ત્યારે:

" झिनी झिनी झिनो
बिनी चदरिया "

આ પ્રમાણે ગીત ગાતાં રંગાઈ જતા હતા. બજારમાં,

કબીર પોતાનાં તે વણેલાં કપડાં લઈને બેઠા કે લોક તે કાપડ તરફ જોઈ રહેતા. કારણ કે તે કાપડમાં કબીરનો આત્મા હતો. કારણ કે તેમાં તેમનું હૃદય ભરેલું હતું. હૃદયની કિંમત કરનારો કોણ ?

" रुक्मिणीनें पका तुळसिदळानें गिरिधर प्रभु तुळिला "

આવું સ્ત્રીઓનાં ગીતોમાં આવે છે. સત્યભામાએ બધાંય ઘરેણાં પલ્લામાં મૂક્યાં તો પણ કૃષ્ણને તોળી શકાયા નહિ. પરંતુ ભાવભક્તિથી ભરપૂર એક પાન રુક્મિણીએ મૂક્યું અને કૃષ્ણનું પલ્લું ઊંચે ગયું. સુદામાએ કૃષ્ણને માટે ચાર મૂઠી પૌંઆ આણ્યા. પરંતુ દ્વારિકાધીશ એ પૌંઆ ઉપર જાણે તૂટી પડ્યા. સુદામાને સોનાની નગરી આપતાં પણ એ પૌંઆની કિંમત ભરપાઈ થઇ શકી નહિ. જાણે કે તે મંતરેલા હતા. તે પૌંઆમાં સુદામાનું પ્રેમાળ હૃદય હતું.

વસ્તુ નાની કે મોટી એ પ્રશ્ન નથી. તેમાં તમારું હૃદય છે કે નહિ તે પ્રશ્ન છે. ખેડુતોની એક કહેવત છે કે " ओली पेर पण खोली पेर. " ખેતરમાં જે દાણા ઓરવાના હોય તે ઊંડા ઓરવા જોઈએ અને ત્યાં ભેજ પણ જોઇએ. તોજ અંકુર ફૂટશે. તેમાં હૃદયની આર્દ્રતા હોવી જોઇએ. આપણે દક્ષિણા આપીએ છીએ. ભીંજવીને આપીએ છીએ. ઉપર તુળશી-પત્ર મૂકીને આપીએ છીએ. એનો શો હેતુ છે ? તે દક્ષિણા પાઈ કે પૈસાની હશે. પરંતુ હૃદયની આર્દ્રતા-હૃદયનો સ્નેહ તેમાં હશે તો તે પૈસો કુબેરની સંપત્તિ કરતાં પણ વધારે મૂલ્ય-વાન છે. પોતાના નામનો પથ્થર મારવાને માટે લાખો રૂપિયાનાં દાન કરે છે, તેને શું ચાટવાનું ? તેના કરતાં

ભક્તિપ્રેમથી ભરાએલા અંતઃકરણે આપેલો પૈસો વધુ મહાન છે. ભીમ અહીંતહીં કેટલું ય જમ્યો હોય તો પણ કુંતામાના હાથનો એક કોળીઓ ખાતાં જ તેને ઓડકાર આવતો. માતાના હાથનો કોળીઓ ! તેમાં અમૃતનો સાગર ભરેલો છે. માએ ચાર લીટીનો પત્ર લખ્યો હોય અને બીજા કોઈએ અડધા શેર વજનનો નિબંધ લખીને મોકલ્યો હોય તો પણ માતાની તે ચાર લીટીઓ વધારે વજનદાર છે. રામાયણમાં વર્ણન છે કે, પ્રભુ રામચંદ્રે મરેલાં અને જખમી થએલાં વાંદરાં તરફ પ્રેમથી જોયું અને તે બધાં સાજાંતાજાં ને જીવતાં ઊઠયાં. રામચંદ્રજીએ કેટલી ભાવનોત્કટ વૃત્તિથી જોયું હશે ! તેમનો સર્વ આત્મા તે દૃષ્ટિમાં હોવો જોઈયે. તમે કેટલીય આંખો તાણી હશે, રામે કેટલા અંશને ખૂણેથી જોયું હશે તે ઠરાવીને તમે જોયું હશે, તો પણ તેનાથી શું થવાનું છે ?

કર્મમાં વિકર્મ ઊમેરો. બાહ્ય કર્મમાં હૃદયનો સહકાર મેળવો. એટલે તે કર્મ પ્રાણમય બનશે. તે જીવંત કર્મ બનશે. અને ફરીથી તે કર્મનો તમને બિલકુલ ભાર લાગશે નહિ. માતાને, બાળકની સેવા કરતાં કયારે ય કંટાળો આવે છે કે ? તમે એકાદ માતાને પૂછી જુઓ, “ હે માતા ! તું આ માંદા દીકરાની કેટલા દિવસ શુશ્રૂષા કરશે ? હવે એને દવાખાનામાં લઈ જઈને અમને સેવા કરવા દે ” એમ જો તમે કહેશો તો તે માતા કહેશે, “ હું નથી થાકી હોંકે. મેં શી મોટી ધાડ મારી છે ? મારા આનંદને તમે ના લઈ લેશો. ” રાત દિવસ સેવા કરીને પણ માતાને આનંદ થાય

છે. શાથી ? કારણ કે તેની સેવામાં વિકર્મ સમાએલું છે. મનનો સહકાર છે.

કર્મમાં વિકર્મ મેળવીએ એટલે અ–કર્મ થાય છે. જે કર્મમાં હૃદય ભળેલું છે, તે કર્મનો ભાર લાગતો નથી. કર્યા છતાં ય ન કર્યા જેવું જ લાગે છે. જનાબાઈ એકધારું દળતાં હતાં. તેને જાણે થાક જ નહિ. પાંડુરંગ જાણે એમની ઘંટીયે હાથ દેતા હતા. ભાવભક્તિપૂર્ણ પાંડુરંગ, અંતઃકરણના પ્રેમવાળા પાંડુરંગ તેની સાથે જોડીદાર હતા. એટલે જ તેમને કંટાળો આવતો નહિ, રાતદિવસ દળીને જાણે તે મુક્ત હતાં.

વિ–કર્મની, આ પ્રમાણે મહાન શક્તિ છે. બંદૂકની નાનકડી ગોળી, પણ તેને દીવાસળી ચાંપો. એની કેવડી શક્તિ છે તે જણાશે. તે જ પ્રમાણે વિકર્મનું છે. નાનકડા કર્મમાં વિકર્મની શક્તિ ભળતાં જ મોક્ષફળ હાથમાં આવે છે. એકાદ ફૂંડભૂંડ મોટું ડીમચું હોય. તે કોઈને માથામાં વાગતાં માથું ફૂટી જાય. પરંતુ તે ડીમચાને દીવાસળી ચાંપો. તેની રાખ બનશે. તે લઈને ખુશીથી શરીરે લગાવો. 'તે ડીમચાની જ શું એ રાખ' એમ મનમાં થશે. પરંતુ તે ડીમચાની જ તે નિરુપદ્રવી રાખ.

જે કર્મમાં મન નહિ તે ભારરૂપ લાગે છે. તેનો ભાર લાગે છે. પરંતુ કર્મમાં મનનું વિકર્મ ભેળવીએ એટલે હળવું લાગે છે. ભગવાન વિષ્ણુનું વર્ણન છે કે:

" शान्ताकारं भुजगशयनम् "

સર્પ ઉપર સૂતેલા છતાં તે શાન્તાકાર છે. મહાત્માજી-ને એક વખતે કોઇ એક જણે પૂછયું: “ તમે પ્રચંડ ચળવળ કરો છો. તમારો કેવડો મોટો ઉદ્યોગ છે! તમારા ઉપર કેટલી ટીકા! પરંતુ એ બધું કરતાં તમને શું લાગે છે?” તેમણે ઉત્તર આપ્યો. “અંદર તંબૂરો વાગતો જ હોય છે.” મહાત્માજીના જીવનમાંનું એ સંગીત, એ કયાંથી આવ્યું હશે? એ શાન્તિ કયાંથી આવી? તે જે કંઇ કરે છે તેમાં તેમનું વિકર્મ હોય છે. તેથી કરીને મનની શાન્તિ જતી નથી. પ્રસન્નતા રહે છે.

રવીન્દ્રનાથે ‘ સાધના ’માં લખ્યું છે કે, “ આપણે કૂવેથી એક ગાગર પાણી ભરીને લાવીએ, તો તે કેડ ઉપર બેસી જ જવાની, કે માથે બોજો લાગવાનો જ. પરંતુ જ્યારે આપણે પાણીમાં તરતા હોઇએ છીયે, ફરી ફરીને ડૂબકિયો મારીએ છીએ, તે વખતે માથા ઉપર હજારો ઘનફૂટ પાણી હોય છે. તો પણ તે બોજો આપણે સુખથી ઊચકીએ છીએ. ” તે પ્રમાણે જનતાની સેવામાં જે બૂડયો, તેને ટીકાનો, નિંદા–અપમાનનો ભાર લાગતો નથી. તે એ સઘળું આનંદથી સહન કરે છે.

એ શક્તિ આવે છે કયાંથી? શાથી આવે છે? વિકર્મથી આવે છે. જે જે સેવાકર્મ હાથમાં લ્યો તેમાં હૃદય રેડો. આપણું હૃદય એટલે અમૃતનો ઘડો છે. હૃદયમાંના પ્રેમની ગુલાબદાનીમાંથી પાણી, પ્રત્યેક કર્મ ઉપર છાંટતા જાવ. તે કર્મ સતેજ બનશે, તાજગીવાળું બનશે. તે કર્મનો તમને ભાર લાગનાર નથી. તે ઉપરાંત એવાં સતેજ કર્મો

સમાજને પણ તેજસ્વી બનાવ્યા સિવાય રહેનાર નથી.

સૂર્યને રવિવારની છૂટી નથી. નદીને ક્યારે ય છૂટી નથી. તેમનાં સેવાકર્મ રાત ને દિવસ ચાલુ જ હોય છે. તે પ્રમાણે જે કોઈ પોતાની સેવામાં અંતરાત્માને ભેળવશે, તેને થાક લાગનાર નથી, કંટાળો આવવાનો નથી. કર્મમાં જ તેનો આનંદ, કર્મમાં જ તેનો મોક્ષ. કર્મ કરીને જાણે તે અ-કર્મી બને છે.

સંત, ક્યારે ય સેવાકર્મ મૂકતા નથી. કારણ કે મોક્ષ નામની કોઈ જુદી વસ્તુ છે એમ તેઓને લાગતું નથી. તુકારામે એક જગ્યાએ ગમ્મતમાં લખ્યું છે.

“ कां रे पुंड्या मातलासी
उभे केलें विठोबासी ”

“ અલ્યા પુંડલિક, તું કેમ આટલો બધો માત્યો છે કે વિઠોબાને તેં ઊભો રાખ્યો છે ? ” પુંડલિક માતાપિતાના પગ દાબતો હતો. તે સેવાને લઈને પ્રભુ તેને મળવાને પધાર્યા. પુંડલિકે એક ઈંટ ફેંકીને કહ્યું કે એની ઉપર ઊભા રહો. તેને ખબર હતી કે જે પાંડુરંગ પોતાના સેવાકર્મથી દોડી આવ્યા, તે પાંડુરંગ પોતાના હાથમાં જ્યાં સુધી સેવા છે ત્યાં સુધી જવાના શી રીતે છે ? મારી સેવામાં જ પ્રભુને કાયમના બાંધી મૂકવાનું સામર્થ્ય છે.

એટલે સાધના જ કર્યા કરો. કર્મમાં જ હૃદય ભેળવો તો મોક્ષ સામે આવીને ઊભો રહેશે.

આપણે આજે ખૂબ જ હાંફળાફાંફળા બન્યા છીએ.

જરા કાંઈ કરીએ છીએ કે તરત જ ફળ મળ્યું કે નહિ તે જોઈએ છીએ. નાનું બાળક, બી રોપીને તરત જ એને ફણગો ફૂટયો કે નહિ તે ઉખેડીને જુએ છે. તે પ્રમાણે આપણું છે. જરા જેલમાં જતાં જ સ્વરાજ્ય મળ્યું કે કેમ એ જોઈએ છીએ. પરંતુ સ્વતંત્રતાની સાધનામાં એટલા રમમાણ બનો કે સ્વતંત્રતા એક દિવસ સામે આવીને ઊભી રહેશે. રામકૃષ્ણ પરમહંસ કહેતા હતા: "કમળની કળી, કાદવમાં પગ ઘાલીને, ઉનાળે, ચોમાસે તપશ્ચર્યા કર્યા કરે છે. એક દિવસ તે કળી ફૂલે છે. ભમરા આવીને કમળને કહે છે, "કમળ! તું તો ફૂલ્યું?"

એ પ્રમાણે જે કંઈ કામ હાથમાં લ્યો એમાં મન બરાબર પરોવી દો. તેથી કરીને ફળ મળવાનું જ. પરંતુ તમને હળવું હળવું લાગશે. તે કર્મનો ભાર લાગવાનો નથી. તમે મુક્ત દશાનો અનુભવ પામશો.

કર્મમાં વિકર્મ ભેળવીને એક પ્રકારની અકર્મી સ્થિતિ શી રીતે અનુભવવી તે સંતો પાસે જઈને શીખવી. ચોથા અધ્યાયમાં છેવટે છેવટે કહેલું છે:

**" तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया "**

જાવ, સંતો પાસે જાવ. તે કેમ વર્તે છે તે જુઓ. જાવ મહાત્માજી પાસે, જરા બેસો. તેમની અખંડ સેવાવૃત્તિ, તેમની નમ્રતા, તેમનો આનંદ, તેમની શાન્તિ, તેમનું તે મુક્ત હાસ્ય, એ સર્વ તેમની પાસે જઈને સમજી લ્યો.

એવા મહાન આત્માઓ પાસે રહેવાથી આપણી અનેક આશંકાઓનું નિવારણ થાય છે. "गुरोस्तु मौनं व्याख्यानं शिष्यस्तु छिन्नसंशयः" એમ થાય છે. એટલે જ મોટા પુરુષો પાસે વચ્ચે વચ્ચે જઇ આવવું. સત્સંગ પામવો. ખૂબ ગ્રંથો વાંચવાથી ખરું જ્ઞાન મળવાનું નથી. ખરું જ્ઞાન છેવટે જીવનમાંથી આવે છે. જેણે પોતાના જીવનનો પવિત્ર દીવડો ચેતાવી રાખ્યો છે, તેમની પાસે જઇને જ આપણાથી, પોતાના જીવનમાં પ્રકાશ પામી શકાશે.

## અધ્યાય પાંચમો

કર્મમાં વિકર્મ ભળે એટલે તે કર્મ અકર્મ બને છે. કર્મ કરવા છતાં પણ જાણે સંન્યાસી. સંન્યાસ એટલે જાણે જુદી વસ્તુ જ નથી. પાંચમા અધ્યાયમાં કર્મયોગ અને સંન્યાસની સરખામણી કરેલી છે. કર્મયોગ શ્રેષ્ઠ કે સંન્યાસ શ્રેષ્ઠ? કયો માર્ગ સ્વીકારવો? ભગવાન કહે છે: "અરે, સંન્યાસ અને કર્મયોગ શું જુદા જુદા છે? સંન્યાસ અને કર્મયોગ એ બેમાં ફેર છે એમ કહેનાર ગાંડા છે." ખરેખર એ જ વાત છે. સંન્યાસ અને કર્મયોગ એ એક જ સિક્કાની બે બાજૂ છે.

તો પણ "कर्मयोगो विशिष्यते" એમ કહેલું છે. એ કયા અર્થમાં કહેલું છે? સંન્યાસ કરતાં કર્મયોગમાં વિશેષ એવું શું છે? વિશેષ એ છે કે કર્મયોગ આપણે સમજી શકીએ છીએ. કર્મયોગ એટલે રાતદિવસ કર્મ કરતા છતાં પણ જાણે કંઈ પણ કર્યું નથી એમ લાગવું તે. એ વાત આપણે જીવનમાં અનુભવી શકીએ છીએ. આ વાતની આપણને કલ્પના આવી શકે છે. મા દીકરાની સેવા કરે છે, પરંતુ તેને તે સેવાનો ભાર લાગતો નથી. આપણે મિત્ર માટે કંઈ શ્રમ ઉઠાવ્યો હોય તો તે શ્રમનો બોજો લાગતો નથી.

કર્મયોગ સમજવો સહેલો છે. કર્મ કરવા છતાં અકર્મી દશાનો અનુભવ મેળવવો એ જરા સહેલું છે. સંન્યાસ એટલે કંઇપણ ન કરવા છતાં સર્વ કાંઈ કરવું તે. કર્મયોગ એટલે સર્વ કાંઈ કર્યા છતાં કંઇ ન કર્યા જેવું લાગવું તે. આમાંથી સંન્યાસ સમજવાને, જરા કઠિન. કંઈ પણ ન કરતાં સર્વ કાંઈ કરવું એ જલદી સમજાવાનું નહિ. પરંતુ કર્મયોગની કલ્પના આવી શકે છે એટલી તેનામાં વિશેષતા છે, સહેલાપણાની કલ્પના આવી શકે છે. એટલી તેનામાં વિશેષતા છે. સહેલાપણાની દૃષ્ટિએ કર્મયોગનું વિશિષ્ટત્વ. બાકી તો બન્ને સરખા જ.

ચોથા અધ્યાયમાં કહેલું છે કે:

" इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ "*

ભગવાને આ યોગ પ્રથમ સૂર્યને શીખવ્યો અને સૂર્ય પાસેથી મનુ એટલે વિચાર કરનાર એવો પહેલો માનવ શીખ્યો. સૂર્ય એટલે કર્મયોગ અને સંન્યાસની મૂર્તિ છે. સૂર્યને કર્મયોગી કહેવો કે સંન્યાસી ? સૂર્ય ઉદયાચલ ઉપર આવીને ફક્ત ઊભો રહે છે. પરંતુ તે પૂર્વ દિશાએ ઊભા રહેતાં જ સારાય જગતભરમાં વ્યવહાર શરૂ થાય છે. પંખીઓ ઊડવા લાગે છે. ગાયો ચરવા જાય છે. માણસો ઊઠીને જાતજાતના ઉદ્યોગમાં લાગી જાય છે. સર્વ અંધકાર

---

* પૂર્વે આ અવ્યયી યોગ મેં વિવસ્વાનને કહ્યો,
તેણે તે મનુને ભાખ્યો, તેણે ઇક્ષ્વાકુને કહ્યો. ૪–૧

નહિ જેવો થઈ જાય છે. સૂર્ય આવતાં જ સર્વ વિશ્વમાં હાલચાલ શરૂ થાય છે.

' मित्रो जनान् यातयति ब्रुवाणो '

એમ વેદમાં કહેલું છે. તે સૂર્ય મૂંગો મૂંગો જાણે કે હાક મારે છે. સર્વ માણસોને ઉદ્યોગ કરવાને પ્રેરે છે. એવો જે આ સૂર્ય, તેને જો આપણે કહીએ, "એ સૂર્ય-નારાયણ, તારું કેવડું કર્તૃત્વ! તેં બધો અંધકાર દૂર કર્યો. સર્વ જગતમાં ચૈતન્ય નિર્માણ કર્યું. તને કોટિ કોટિ પ્રણામ." તો તે સૂર્ય કહેશે: "તમે શું કહો છો તે મને સમજાતું નથી. કયો અંધકાર મેં દૂર કર્યો? મને ચપટી ભરીને આણીને બતાવો તો ખરા. હું કંઇ પણ કરતો નથી. હું તો અહીં ફક્ત ઊભો રહ્યો છું." સૂર્ય કંઇ પણ ન કરવા છતાં બધું કરે છે. સર્વ કાંઈ કરવા છતાં કંઇ પણ કરતો નથી. સંન્યાસ અને કર્મયોગની તે સંમિશ્ર મૂર્તિ છે. બન્ને એક જ છે એમ જાણે કે તે વિચારવાને માનવને કહે છે. આપણે એમ કહીએ છીએ કે શુક, યાજ્ઞવલ્કય વગેરે સંન્યાસ માર્ગે ગયા. જનક વગેરે કર્મયોગને માર્ગે ગયા. પરંતુ યાજ્ઞવલ્કયનો જ શિષ્ય જનક અને જનકનો જ શિષ્ય શુક. સંન્યાસીનો કર્મયોગી શિષ્ય અને કર્મયોગીનો સંન્યાસી શિષ્ય. ગુરુ–શિષ્યમાં અભેદ હતો. એટલે જ સંન્યાસ અને કર્મયોગ અંદરથી તો એક જ છે.

તે ખરો સંન્યાસ કે જેમાં અપરંપાર કર્મશક્તિ હોય છે. ભમરડો જ્યારે અત્યંત ગતિમાન હોય છે ત્યારે સ્થિર

હોય એમ લાગે છે. શુક્રાચાર્ય સંન્યાસી હતા. પરંતુ પરીક્ષિતને ભાગવત કહેવા મંડયા કે સાત દિવસ થોભ્યા નહિ. એક સરખી જાણે કર્મધારા વહેવડાવવા લાગ્યા.

ધારો કે મહાત્માજી અહીંયા આવીને એકદમ ઊભા રહ્યા. તેમના ફક્ત આવતાંની સાથે જ બધા એકદમ ઊઠશે, સ્વચ્છતા કરશે, ઉદ્યોગ કરવા મંડી પડશે. મહાત્માજીની ફક્ત હાજરી જ પ્રચંડ હલનચલન કરાવશે. સંન્યાસ એટલે કર્મની અપરંપાર પ્રેરણા આપવાની શકિત:

મા બાળક ઉપર ગુસ્સે થાય છે. તે અબોલા લે છે. તે એક પણ શબ્દ બોલતી નથી. બાળક ઓશિયાળો બને છે. તે મા પાસે જાય છે અને કહે છે: "બે ધોલ માર, પણ બોલ. તારું આ ના બોલવું જ મને ખૂબ કઠે છે. મને દુ:ખ દે છે. મા, તારા આ અબોલા અસહ્ય છે." માના એ અબોલાપણામાં કેટલું બોલવાનું પડયું હતું !

ચાંગદેવને જ્ઞાનેશ્વરને પત્ર લખવાનો હતો. પરંતુ તીર્થસ્વરૂપ લખવું કે ચિરંજીવ લખવું તે તેમને સમજાય નહિ. જ્ઞાનદેવ ઉંમરમાં નાના, પરંતુ જ્ઞાનમાં મોટા, છેવટે ચાંગદેવે કોરો જ કાગળ મોકલ્યો. અને તે કોરો કાગળ મુક્તાબાઇએ વાંચ્યો ! "ચાંગ્યા, આટલું ભણ્યો તોય કોરો ને કોરો જ રહ્યો" એમ તે બોલ્યાં. જ્ઞાનદેવે તે કોરો કાગળ વાંચીને ઉત્તર મોકલ્યો.

પંઢરપૂરમાં કેડે હાથ દઈને પાંડુરંગ મૂંગા મૂંગા ઊભા છે. પણ તેનો અર્થ શંકરાચાર્ય સમજ્યા. તે પાંડુરંગાષ્ટકમાં

કહે છે: " મારા ભક્તને માટે સંસારસાગર કમરબૂડ ઊંડો છે એમ આ મૂંગા પાંડુરંગ, કેડે હાથ મૂકીને કહી રહ્યા છે."

સંન્યાસમાં આવો અપાર અર્થ છે. તેનો સંન્યાસ ખરો કે જેના ઊભા થવાથી જ સારાય વિશ્વને પ્રેરણા મળે છે. જેણે જન્મોજન્મ અપરંપાર સેવા કરી હશે તેના જ સંન્યાસમાં આવી શક્તિ હોવાની. બાપાએ જનમભર ખેતીમાં કાળી મજૂરી કરી. હવે તે ઘરડો થયો. તેનો દીકરો હવે કામ કરે છે. દીકરો થાકીને ઘેર આવ્યો કે બાપ તેને બરડે હાથ ફેરવે છે ને કહે છે: " બેટા તું થાકી જાય છે મારાથી કાંઈ થતું નથી." દીકરો કહે છે: " બાપા તમારી આ પ્રેમાળ દૃષ્ટિમાં અને હાથ ફેરવવામાં બધું ય છે. તમારી કૃપાદૃષ્ટિ મને અપરંપાર શક્તિ આપે છે." બાપના તે કરચલીવાળા હાથમાં, તે સંન્યાસી હાથમાં દીકરાને કર્મ-પ્રેરણા આપવાની અપાર શક્તિ હોય છે.

કર્મયોગ અને સંન્યાસ એ એકરૂપ છે. ઘર એટલે મકાન એટલે ભવન એ જ પ્રમાણે કર્મયોગ એટલે જ સંન્યાસ. એવો એ નિષ્કામ કર્મયોગ આપણા અંગમાં ઉતારવો રહ્યો. કર્મ કરતાં છતાં મુક્ત દશાનો અનુભવ કરવો. તે મુક્તદશા એકદમ કંઇ થોડી જ આવીને ઊભી રહેવાની છે? હળવે હળવે પ્રયત્ન કરીને તે દશા પ્રાપ્ત કરવાની હોય છે.

કર્મે કરીને ચિત્તશુદ્ધિ થાય છે,કર્મે કરીને પોતાનું સ્વરૂપ જણાય છે. ધારો કે કોઇ એક જણ હિમાલય જઇને આવ્યો. પોતાને શાન્તિ પ્રાપ્ત થઇ એમ તેને લાગ્યું. તેને કોઈ એક ભક્તિપૂર્વક જમવાને નોતરે છે. બાબાજી જમ-

વાને પધારે છે. ત્યાં એકાદ નાનું બાળક બારણાની સાંકળ સાથે ખેલતું હોય, ને નાદ બ્રહ્મમાં બાળક એકતાન બન્યું હોય. પરંતુ હિમાલયમાંથી શાન્તિ મેળવીને આવેલા બાબાજી-ને તે કર્કશ લાગે છે! તે આનંદમૂર્તિ બાળકને તે બરાડા પાડે છે. આવી એ શાન્તિ શું કામની? તમારામાં ક્ષમા–શાન્તિ કેટલી છે તેની જીવનમાં પરીક્ષા આપો.

આપણે રાતને દિવસ કર્મ કરીએ છીએ. કર્મ કરતાં અનેકના સંબંધમાં આવીએ છીએ. આપણે કયારેક ચિડાઈએ છીએ, કયારેક લડીએ છીએ. કયારેક દ્વેષ ને મત્સર મનમાં આવે છે. આ પ્રમાણે આપણા મનમાં શો શો મેલ ભર્યો છે તે આપણને દેખાય છે. આપણે તે દોષ દૂર કરવાને પ્રયત્ન કરીએ છીએ. ઉત્તરોત્તર નિર્મળ બનતા જઈએ છીએ. કપડાંને તડકામાં સૂકવવા નાખીએ એટલે અંદર લપાઇ બેઠેલા માકણ જેમ બહાર નીકળે છે, તેમ આપણા મનમાં લપાઇ બેઠેલા કામક્રોધ, રાગદ્વેષ, કર્મ કરતાં કરતાં પ્રગટ થાય છે. તેને પકડવા અને તેનો નાશ કરવો.

ત્રીજા અધ્યાયમાં+ ભગવાને કામક્રોધથી સાવધ રહો

---

+ એ તો કામ તથા ક્રોધ, જેનો જન્મ રજોગુણે,
મહાભક્ષી, મહાપાપી, વેરી તે જાણજે જગે. ૩૭
ધુમાડે અગ્નિ ઢંકાય, રજે ઢંકાય દર્પણ,
ઓરથી ગર્ભ ઢંકાય, કામથી જ્ઞાન તેમજ. ૩૮
કામરૂપી મહા અગ્નિ, જે ન તૃપ્ત થતો કદી;
ઢંકાયું જ્ઞાન તેનાથી, જ્ઞાનીનો નિત્ય વેરી તે. ૩૯
ઇન્દ્રિયો, મન ને બુદ્ધિ કહ્યાં આધાર કામનાં;
જ્ઞાન ઢાંકી પમાડે તે પ્રાણીને મોહ તે વડે. ૪૦

એમ કહ્યું છે. ફરીથી પાંચમા અધ્યાયમાં તે જ કહ્યું છે. કામક્રોધને જીત્યા સિવાય કર્મયોગ શી રીતે ચાલી શકવાનો ? હાથવડે ઉત્કૃષ્ટ કર્મ શી રીતે થવાનાં ? વિકર્મને શી રીતે મેળવી શકાશે ? કર્મ કર્યા છતાં અકર્મી દશા શી રીતે અનુભવાશે ?

મન નિર્મળ, પ્રસન્ન હશે તો જ હાથથી ઉત્કૃષ્ટ સેવા થશે. એટલે સદૈવ પ્રયત્ન કરવો, અવિરત પ્રયત્ન કરવો. અવિરત પ્રયત્ન એ જ માણસનું ભાગ્ય. જેનો અવિરત પ્રયત્ન બંધ પડયો તે મુક્ત પણ ખરો ને પશુ પણ ખરો. જેના જીવનમાં અવિરત પ્રયત્ન છે, તેને આશા છે. આપણી સામે કર્મયોગનો દિવ્ય આદર્શ છે. તે આદર્શ તરફ ડગ ભરતાં જવાનું છે. મંદિરનું શિખર દૂરથી દેખાય છે પણ ડગલું તો હાથેક જ દૂર પડે છે. તે પ્રમાણે ધ્યેયને એકદમ બાથ ભીડવાનું શકય નથી. અવિરત પ્રયત્ન કર્યા જ કરવો પડશે. કાલના કરતાં આજે સારો થાઉં, આજના કરતાં કાલે સારો બનું એમ કર્યે જવાનું. ઉત્તરોત્તર સારા બની શકાય નહિ માટે રડું. મીરાંબાઇએ કહ્યું છે:

“ अंसुवन जल सिंच सिंच
प्रेम-बेल बोई ”

આંખનાં આંસુ રેડીને મેં પ્રેમરૂપી વેલી ઉછેરી છે. એ ધન્ય આંસુ કોની પાસે છે ? જર્મન કવિ ગટેએ કહ્યું છે: “જે કયારે ય રડયો નથી તેને દેવ મળનાર નથી.” આપણામાં રહેલી અપૂર્ણતાનું આપણને ડગલે ને પગલે ભાન હોઈને, રડતાં, અવિરત પ્રયત્ન કરતાં પૂર્ણતા પાસે

જનાર આપણે જાત્રાળુ છીએ. ક્યારેક તો તે છેવટનો દિવસ આવશે કે જે દિવસે સંપૂર્ણ વિકાસને પામીશું. તુકારામ મહારાજે કહ્યું છે:

"આટલા જ માટે જીવતોડ મહેનત કરી હતી કે જેથી છેવટનો દિવસ મધુર બને."

પથ્થર ફોડનારો ઘા માર્યે જાય છે. છેવટના ઘાથી પથ્થરના કટકા થાય છે. પરંતુ પહેલો ઘા શું નિરુપયોગી હતો? મહાત્માજીએ લખ્યું હતું. "પ્રયત્ન એટલે જ યશઃ સિદ્ધિ." હરેક પ્રયત્ન, હરેક ડગલું આપણને ઉત્તરોત્તર આગળ લે છે.

અને એક દિવસે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થશે. બધો મેલ ધોવાઈ જશે. પરંતુ સંપૂર્ણ જ્ઞાન આ દેહમાં માઈ શકવાનું નથી. દેહ ફાટી જશે, દેહ ગળી પડશે. દેહધારી જીવનમુક્ત મળવા કઠિન છે. જનક વગેરેને આપણે જીવન-મુક્ત કહીએ છીએ. એનો અર્થ એટલો જ કે ધ્યેયની વધારેમાં વધારે નજદીક તે પહોંચેલા હતા. જેમ ભૂમિતિમાં આપણે કહીએ છીએ કે "આને સીધી લીટી સમજો." ભૂમિતિમાં ડગલે ને પગલે 'સમજો' શબ્દ આવે છે. કારણ કે લીટી દોરવાની શી રીતે? લીટીની વ્યાખ્યા શી? જેને લંબાઇ છે પણ પહોળાઈ નથી તે લીટી. પહોળાઈ સિવાય લંબાઇ દોરવાની શી રીતે? બરફીની લંબાઇ ખાજો ને પહોળાઈ ખાતા ના એમ જો કહે તો બરફી ખાઇ શકાય ખરી કે? આપણે પણ લીટી દોરીએ છીએ. કર્મમાં ઓછી

પહોળાઈની લંબાઈ દોરીએ છીએ. પરંતુ દોષ રહિત લીટી દોરવી શક્ય નથી. તે જ પ્રમાણે સંપૂર્ણ કર્મયોગ, સંપૂર્ણ સંન્યાસ આ દેહમાં આવો શક્ય નથી. ગમે તેટલું તોય આ માટીનો ગોળો આત્માને ચોંટેલો છે, થોડી પણ અપૂર્ણતા રહે છે જ. તે દેહ પડી ગયા બાદ પૂર્ણતાને પામે છે. તુકારામ કહે છે કે:

> " उद्योगाची धांव बैसलीं आसनीं
> पडलें नारायणीं मोटळें हें "

બધી દોડધામ શમી જાય છે, સર્વત્ર પોતાના પરમ સ્વરૂપનું દર્શન થાય છે અને દેહનું આ પોટલું પ્રભુચરણે પડે છે. જીવન કૃતાર્થ બને છે.



# અધ્યાય છઠ્ઠો

જીવનમાં કર્મયોગ શી રીતે ઉતારવો, કયા ઉપાયો યોજવા એ બધું આ છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે. જીવન યશસ્વી બનાવવાને સંયમની અત્યંત જરૂર છે. મનુષ્ય અને પશુમાં જો કંઈ ફેર હોય તો તે એ કે મનુષ્ય પોતાની વાસના વિકારોની ઉપર અંકુશ ચલાવી શકે છે. સંયમ વિનાનો મનુષ્ય તે જાણે વરુ કે વાઘ જેવો હોય છે. સંયમ વિના જીવનની કિંમત નથી. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાની કાર્લાઈલે કહ્યું છે: "તે ઘોડાની લોકો કિંમત આપે છે કે જે ઘોડા લગામ પહેરાવા દે છે અને પીઠ ઉપર જીન કસવા દે છે. પરંતુ જે ઘોડો લગામ પહેરાવા ના દે તેને પાસે પણ કોણ લે? ઘોડાને ચામડાની લગામ હોય છે, માણસને શાની લગામ ઘાલવાની? માણસે પોતે જ વિવેકરૂપી લગામ પહેરી લેવી, તો જ તેની કિંમત વધવાની."

જે કોઇ સમાજસેવાનું કામ આપણે હાથમાં લઇએ તે બરાબર થાય એમ જો આપણને ખરેખર લાગતું હોય તો આપણે આપણી સર્વ ઇન્દ્રિયો ઉપર કાબૂ મેળવવો જોઈએ. ભગવાન શંકર એટલે યોગીઓના મુગટમણિ. પરંતુ તે યોગીરાજ બન્યા શી રીતે? તેમણે જ્ઞાનનું નેત્ર પ્રગટા-

વેલું રાખ્યું છે. સર્વ ઈન્દ્રિયો ઉપર તે જ્ઞાન-ચક્ષુની દૃષ્ટિ છે. વાંકીચૂંકી ચાલી તો તેની ભસ્મ થવાની. આપણે આ વિવેક વૈરાગ્યરૂપી ત્રીજું નેત્ર ઉઘાડું રાખવું જોઈએ.

તમારી જે નૈસર્ગિક ભૂખ છે તેને તદ્દન મારી નાખો એમ ધર્મનું કહેવું નથી. પરંતુ તેની મર્યાદા આંકો એમ ધર્મનું કહેવું છે. ઊંઘશો નહિ એમ ધર્મ કહેતો નથી. પરંતુ વહેલા સૂઈને વહેલા ઊઠો એમ ધર્મ કહે છે. ખાશો નહિ એમ ધર્મ નથી કહેતો પણ માપસર અને શરીરને હિતાવહ હોય તે જ ખાવ એમ ધર્મ કહે છે. તુકારામ મહારાજ કહે છે:

" विधीनें सेवन धर्माचें पालन "+

વિષયોનું વિધિપૂર્વક સેવન કરવામાં ધર્મનું પાલન થાય છે. સર્વત્ર મર્યાદાનું પાલન કરો. ભગવાન રામચંદ્રને મર્યાદા પુરુષોત્તમ કહે છે. જેને પુરુષોત્તમ બનવું હોય, નરના નારાયણ બનવું હોય, તેમણે મર્યાદા પાળવી જ જોઈએ.

જ્ઞાનેશ્વરીમાં આ અધ્યાયમાં સરસ કાવ્ય છે. જ્ઞાનેશ્વર કહે છે, " અરે, યોગ યોગ એટલે શું ? યોગ એટલે મર્યાદાથી બોલવું, મર્યાદાથી ચાલવું, મર્યાદાવાળી ઊંઘ, મર્યાદાવાળો આહાર ઈંદ્રિયોને પ્રમાણસર આપો. એટલે એને ય સમાધાન થાય અને જીવનમાં સુખ શાન્તિ વધશે. "

આપણને એકાદ વસ્તુ ભાવી અને તેને જ ખાખા કરીએ તો માંદા પડીએ. એકાદ વેળાએ જાગતા જ બેસીએ

---

+ વિધિયુક્ત સેવન, ધર્મનું પાલન.

તો પ્રકૃતિ સારી રહેવાની નહિ. આપણા સ્વધર્મમાં વાંધો ના આવે એટલા સારુ શરીર બરાબર હોવું જોઈએ. શરીર બરાબર રહે એટલે મન પણ પ્રસન્ન રહેશે. પાશ્ચાત્ય પંડિત કાર્લાઈલે કહ્યું છે. " આપણું અડધું તત્ત્વજ્ઞાન પેટની સ્થિતિ ઉપર આધાર રાખે છે. " જેને સદાયનો બંધકોશ, જેનું માથું સદાય દુઃખતું હોય, તેના હાથે સ્વધર્મ શી રીતે પાર પડવાનો ? ઈટલિના મહાન દેશભક્ત મેઝિનીએ એક વેળા કહ્યું હતું. " મારા દેશને મારી જરૂર હોય ને હું માંદો શી રીતે પડી શકું ? " આ દેહ સેવાને માટે છે. તેને નિરોગી રાખવો જોઈએ. મહાત્માજી ટંકે પાંચ ચીજોથી વધારે લેતા નથી. જેણે જીભ ઉપર કાબૂ મેળવ્યો તેને શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય મળ્યા સિવાય રહેવાનું નથી.

સંયમથી જીવનમાં આનંદ મળે છે, સંગીત મળે છે. રવીન્દ્રનાથ કહે છે: " સંયમથી વિકાસ થાય છે. ઝાડને મૂળોએ જમીન સાથે જકડી રાખ્યું છે, એટલે જ ઝાડ ઊંચે જાય છે અને ફળફૂલથી શોભાયમાન બને છે. ઝાડ જો કહેશે કે આ મૂળનાં બંધન શાને માટે ? મને ઊંચે ઊડવા દો; તો શું એ ઝાડ ઘોર ગંભીર બનશે કે, ભરાવદાર થશે ? તે સૂકાઈ જશે. તે બાંધેલું છે એટલે જ ઊંચે વધે છે. નદીની બન્ને બાજૂ કિનારાનું બંધન છે એટલે જ તેને ગતિ છે, ઊંડાઇ છે. સિતારને તાર બાંધેલા છે એટલે જ તે તાર દિવ્ય સંગીત સુણાવે છે. " આવો આ સંયમનો મહિમા છે. સંયમ વિના સુસંસ્કૃતિ નથી, વિકાસ નથી.

ન્યાયમૂર્તિ રાનડેને કેરી ખૂબ ભાવે. એક વખત

કોઈકે કલમી કેરીની ભેટ મોકલી. રમાબાઈએ સરસ ચીરીઓ કરીને રકાબી ભરીને તેમના આગળ મૂકી. ન્યાયમૂર્તિ મહત્વના કામમાં હતા. તો પણ તેમણે એક બે ચીરી ખાધી. રમાબાઇને દુઃખ થયું. પોતે એટલી બધી કેરી કાપીને લઈ ગયાં અને ન્યાયમૂર્તિએ કામ પૂરું થતાં પૂછયું: "કેમ કંઈ મોઢું ઊતરી ગયું છે? શું થયું છે?" રમાબાઈએ કહ્યું: "અમે કંઈક મનથી આણીને આપીએ તો યે તમે લ્યો પણ નહિ કે?" ન્યાયમૂર્તિએ કહ્યું: "અરે, સાંભળ, કેરી ભાવે છે, ભાવે છે કહીને શું મરતા સુધી કેરી જ ખાયા કરું? તેં કાપી આણી એટલે બે ચીરી ચાખી. ખાવાપીવાના આનંદ કરતાં ઉચ્ચતર એવો બીજો આનંદ છે. ત્યાં મનને વાળવું જોઈએ."

આપણે ઘણો સમય ક્ષુદ્ર વાતોની ચર્ચામાં જ ગાળીએ છીએ. આપણી શક્તિ એમાં ખર્ચીએ છીએ. આજે શું શું જમ્યા, તે કેવું હતું, એની જ ચર્ચા કરીએ છીએ. ચટાકા ભરીએ છીએ. ખરું જોઇએ તો મીઠાશ એ વસ્તુમાં નથી પણ પોતાનામાં જ છે. જે કંઈ મળે તેને સ્વાદિષ્ટ બનાવીને લેવું જોઈએ. માતાના હાથની કુસકીની બનાવટ પણ મીઠી લાગે છે. કારણ કે આપણા અંતરાત્માની મધુરતા આપણે તેમાં રેડીએ છીએ. ઉપનિષદ કહે છે કે "આ આત્મા એટલે જ **रसानां रसतमः**" આત્મા એટલે જ માધુર્યસાગર. માતાને પોતાનો છોકરો સુંદર લાગે છે. કારણ કે પોતાના આત્માની માધુરી તેમાં રેડે છે. તે વૈદિક મંત્રમાં કહ્યું છે કે:

" अंतर्हृदा मनसा पूयमानः
घृतस्य धारा अभिचाकशीमि "

આપણાં ભરેલાં હૃદય, ભરેલાં મન એટલે જ ઘીની ધાર. માતાએ સાદો ભાત પીરસ્યો તો પણ તેમાં બધાં દૂધ ને ઘી આવી જાય છે.

આપણું જીવન હેતુમય છે. તે વ્યર્થ ગુમાવવાને માટે નથી. પુરુષાર્થ કમાવાનો છે.

" मानवदेहाचे या साधनें
सच्चिदानंद पदवी घेणें ".

આ મનુષ્યદેહના સાધનવડે કરીને પરમેશ્વરને પ્રાપ્ત કરવાના છે. નકામી વાતોમાં વખત ગુમાવશો નહિ, શક્તિ ખર્ચ કરશો નહિ. આહારવિહારમાં સર્વત્ર પ્રમાણ રાખતા જાવ. સૌન્દર્ય એ પ્રમાણમાં જ છે. જીવનને સુંદર બનાવવું હોય તો સર્વત્ર પ્રમાણ સાચવો.

કર્તવ્ય બજાવવામાં તૂટ ના પડે એટલા માટે શરીર સતેજ અને નિરોગી જોઇએ. મન પ્રસન્ન જોઇએ. મન પ્રસન્ન રાખવાને માટે વચ્ચે વચ્ચે સૃષ્ટિસૌન્દર્ય જોવું. તે જગદંબાએ અમારા તમારા જેવાને રિઝવવા માટે સૃષ્ટિમાં અપરંપાર સૌન્દર્ય ભરેલું છે. તે અમૃતતત્ત્વની જાણે ધજા જ હોય એવી ઉષાનાં દર્શન કરો. સુંદર સૂર્યોદયનાં દર્શન કરો. આકાશમાં સંધ્યાની રંગશોભા જુઓ. રાત્રિનો ચંદ્રમા જુઓ. અનંત તારાનાં દર્શન કરો.

" पश्य देवस्य काव्यं न ममार न जीर्यति "

પ્રભુનું એ અમર કાવ્ય નીચે, ઉપર, સર્વત્ર પસરેલું છે તે જુઓ. ક્યારેક ઊંચા પર્વત પર ચઢવું, ક્યારેક પવિત્ર નદીઓનાં દર્શન કરવાં, ક્યારેક પ્રશાન્ત વનમાં બેસવું, ક્યારેક ઊછળતા અપરંપાર સાગરનાં દર્શન કરવાં. સૃષ્ટિના દર્શનથી મનનો મેલ કપાય છે. સ્વામી રામતીર્થ કહેતા હતા કે "ક્યારેક ઉદાસીનતા આવતી ત્યારે હું બહાર નીકળી જતો. ને વાતો પવન શરીરને લાગતાં જ જાણે કે નવજીવન પામવા જેવું લાગતું." સૃષ્ટિનો સ્પર્શ જીવનદાયી હોય છે. મનના તાપને હરે છે. જગતમાંની નિંદા, અપમાન, અપયશ વગેરેથી મનમાં ઉદ્દ્ભવેલી ગ્લાનિ સૃષ્ટિ–સૌન્દર્યથી નહિવત્ બને છે. એટલે ભગવાન કહી રહ્યા છે કે, જરા નદીકાંઠે બેસ. પંખીનો મધુર કલરવ ચાલુ છે, મોરલો કળા કરી રહ્યો છે, હરણાં છલંગ મારી રહ્યાં છે, એવી જગ્યાએ જરા બેસ. મનને આરામ મળશે. ફરીથી ઉત્સાહપૂર્વક કામ કરવાને તૈયાર બનીશ.

સૃષ્ટિનાં દર્શન કરવાં, આહારને વિષે મિતાહારી બનવું, થોડું ઘણું રમવું. રમત એ પણ પવિત્ર વસ્તુ છે. ભગવાન શ્રીકૃષ્ણ ગોકુળમાં રમતા હતા. તેમનો તે લંગોટીઓ ભાઈબંધ પેંદા, એને શું કોઈ ભૂલશે ? યમુનાતીરે ગોવાળીઆઓના છોકરાંઓ સાથે કૃષ્ણ જાત જાતની રમતો રમતા. દાંડિયા રાસ જમાવતા, ગીલી દંડા, હુતુતુતુ. ગેડી દડો એમ બધું ય રમતા. ભગિની નિવેદિતાએ એક સ્થળે કહ્યું છે કે: "શ્રીકૃષ્ણે રમતોને પણ દિવ્યતા આપેલી છે."

આ રીતે આહાર, વિહાર વગેરે ક્રિયા પરિચિત પ્રમા-

ણુમાં કરવી. નિસર્ગનાં, આકાશનાં દર્શન કરતા રહેવું. સંયમ રાખવો. શરીર, મન, બુદ્ધિ સતેજ અને નિરોગી રહે એમ કરવું. એટલે આપણને સ્વધર્મ કર્મ સદાય બરાબર આચરતાં આવડશે.

" मन करा रे प्रसन्न
सर्व सिद्धीचें कारण "*

આમ તુકારામે કહ્યું છે. શરીરનું પ્રસન્ન હોવું એટલે મન પણ પ્રસન્ન રહેશે. તમારી અંતર્બાહ્ય પ્રસન્નતાથી બીજાઓને પણ સમાધાન મળશે. તેમને પણ ઉત્સાહ અને આશા મળશે. આ પ્રમાણે જીવનમાં નિર્દોષ કર્મયોગ ઉતારવાને માટે બેહદ કાર્ય કરવું. કૃપાળુ ભગવાને જાણે અહીં નાનીમોટી સૂચના આપેલી છે. તેને સદાય ધ્યાનમાં રાખવી અને જીવન સફળ બને એમ કરવું.

---

* મન પ્રસન્ન કરો; એજ બધી સિદ્ધિનું કારણ છે.

## અધ્યાય સાતમો

છઠ્ઠા અધ્યાયની આખર સુધી આપણે કર્મનો મહિમા જોયો. આપણા હાથે કર્મ સારી રીતે થાય એટલા માટે છઠ્ઠા અધ્યાયમાં ભગવાને સાધનો પણ કહ્યાં. હવે સાતમા અધ્યાયથી એક જુદો જ ખંડ ઉઘાડવામાં આવે છે. સાતમા અધ્યાયથી બારમા અધ્યાય સુધી ભક્તિની ચર્ચા છે. ભક્તિ એટલે સાધનોનો રાજા. બીજાં સાધનો એટલે સાબુ, અરીઠાં, સોડા જેવાં છે. પરંતુ ભક્તિ એટલે નિર્મળ જળ. સાબુ, અરીઠાં, સોડા એ ખૂબ હોય પણ પાણી ના હોય તો કપડાં સ્વચ્છ શી રીતે કરવાનાં? પરંતુ સાબુ, અરીઠાં વગેરે ના હોય તો પણ પાણીથી ઘણાં ખરાં ધોવાઈ શકાશે. ચિત્તનો સૂક્ષ્મ મેલ છેવટે ભક્તિવડે જ ધોવામાં આવે છે.

આ સૃષ્ટિમાં એક જ તત્ત્વનો બધે પસારો છે. જેમકે એકાદ કુશળ ચિત્રકાર એક જ પીંછીથી અને એક જ રંગથી જુદી જુદી જાતનાં પશુપંખી ચીતરે છે, માણસ ચીતરે છે, કુદરતી દૃશ્યો ચીતરે છે, તે જ પ્રમાણે તે વિશ્વંભર કરે છે. સર્વત્ર એક જ મસાલો વપરાયો છે. બહારનાં રૂપરંગ જુદાં છે. પરંતુ અંદર તો એક જ તત્ત્વ છે. સર્વ બ્રહ્માંડમાં બહારની વિવિધતાની અંદર સમાએલા પરમાત્માનાં દર્શન કરવાં, તેની કળાનો પાર પામવો એ મુખ્ય વાત છે. એ

દૃષ્ટિ જેને લાધી તેને સર્વ કાંઈ મળી ગયું. એ દૃષ્ટિ જેની પાસે નથી તેને બીજું કાંઇ પણ મળ્યું તો તે વ્યર્થ છે.

તે પરમાત્માને સર્વમાં જોવા એ જ ખરી ભક્તિ. પરમેશ્વરની પાસે આપણે જુદા જુદા માર્ગે પહોંચીએ છીએ. ભક્તિના જુદા જુદા પ્રકાર× હોય છે. આ અધ્યાયમાં ભક્તના ચાર પ્રકાર કહ્યા છે.

આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એમ ચાર પ્રકાર છે. આ ચારેય પ્રકારના ભક્તોને 'ઉદાર' વિશેષણ લગાડેલું છે. "उदाराः सर्व अेवेते" હે અર્જુન! એ સહુ ભક્તો ઉદાર હોય છે. ઉદારતા સિવાય ભક્તિ સંભવતી જ નથી. ટૂંકમાં એમ પણ કહીએ તો ચાલે કે ઉદારતા એટલે જ ભક્તિ.

આપણા જેવા જ બીજા છે એ જે એક ભાવના, તેના પેટે ભક્તિ જન્મે છે. આર્ત એટલે બીજાના દુ:ખે દુ:ખી થનારા. ફક્ત પોતાના જ દુ:ખે વિહ્વળ બનીને ભગવાનને હાક મારનાર તે આર્ત ભક્ત નથી. અર્થાત્ પોતાનાં સુખ દુ:ખને ભગવાનની પાસે કહેનાર તે કાંઈ ઉતરતા દરજ્જાનો નથી. એ દાખલો પણ આ જગતમાં મળવો મુશ્કેલ છે. કેટલાયની દાઢીઓમાં હાથ ઘાલ્યા કરતાં, તે જગચ્ચાલકની કરુણા યાચવી એ વાત અસામાન્ય છે. એક વખત એક

× નવવિધા ભક્તિ:

"श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

ફકીર અકબર બાદશાહ પાસે કંઈક માગવાને માટે આવ્યો. તે વખતે બાદશાહ મસીદમાં પ્રાર્થના કરતો હતો. અલ્લાહ પાસે અધિક ધન દોલત, અધિક રાજ્ય માગતો હતો. બાદશાહની તે પ્રાર્થના સાંભળીને તે ફકીર મૂંગે મોંએ પાછો ફર્યો. પરંતુ પ્રાર્થના બાદ બાદશાહને નોકરે ફકીર આવ્યા હતા અને એમને એમ પાછા વળ્યા એમ કહ્યું. અકબરે તે ફકીરને બોલાવી મંગાવ્યા, અને તેમને પૂછ્યું: "મારી પાસે આવીને આમ પાછા શા માટે ગયા? જે જોઈએ તે કહો." તે ફકીર બોલ્યો: "રાજા, તારી પાસે માગવામાં અર્થ શો? તું પણ મારા જેવો એક ભિખારી જ છે! જે અલ્લાહની પાસે તું માગતો હતો તેની પાસે જ મને માગવા દે."

તુકારામે કહ્યું છે:

"जाऊं देवाचिया गांवा
देव देईल विसांवा
देवा सांगूं सुखदुःख
देव निवारील भूक"

આ પ્રમાણે ભગવાન આગળ પોતાનાં સુખદુઃખ કહેનાર, તેની કરુણા માગનાર એ પણ એક પ્રકારે આર્તભક્ત છે. પરંતુ ગીતામાંનો આર્તભક્ત તો આ ન હોય. ગીતામાંનો આર્તભક્ત ઉદાર છે. તે પોતાના દુઃખે દુઃખી નથી પણ પારકાંનાં દુઃખ જોઈને દુઃખી થએલો છે. સમર્થ રામદાસ સ્વામી, નાનપણમાં ઘરમાં ક્યાંક લપાઈને બેઠેલા હતા.

આઠ દશ વર્ષની ઉંમર, પરંતુ આજુબાજુનાં અપરંપાર દુઃખ ને દીનતા જોઈને જાણે કે તેમનું હૃદય નિચોવાઈ ગયું હતું. દીકરો કયાં ગયો એની મા શોધ કરતી હતી. છેવટે ઓરડીના એકાદ ખૂણામાં દીકરો જડયો. માએ કહ્યું: "ગાંડા, અહીં અંધારામાં શું કરે છે?" તે ઉદાર મનનો બાળક બોલ્યો: "મા, વિશ્વની ચિંતા કરું છું (**आई-चिंता करि, तों विश्वाची**)" સમર્થ બાળપણામાં જ વિશ્વની ચિંતા કરવા લાગ્યા. સહુને શી રીતે સુખી કરી શકાય તેની ચિંતા કરવા લાગ્યા. તે આર્તભક્તિ હતી. વિવેકાનંદ વિષે આવી જ એક વાત છે. એક દિવસ રાત્રે તેમને ઉંઘ ના આવે. આંખમાંથી સતત આંસુની ધારા ચાલી જતી હતી. ઓશીકું પલળી ગયું. તેમના મિત્રોએ પૂછયું: "શું થયું છે? કેમ રડે છે?" તેમણે કહ્યું: શું કહું? આ મારા દેશની સ્થિતિ શી રીતે સુધારું એ ચિંતા મને રડાવી રહી છે. તમે માણસોનાં પશુ બનાવ્યાં છે. અસ્પૃશ્યોની કેવી દયાજનક સ્થિતિ? સ્ત્રીઓની કેવી દુર્દશા! સર્વત્ર વિષમતા, અજ્ઞાન! જ્યાં ત્યાં ગુલામગીરી! પોતાની અને પારકાંની. જાણે બધું આકાશ ફાટી ગયું છે એમ લાગે છે. પરંતુ મને જો એક હજાર સેવક મળે, સિંહ જેવી છાતીવાળા, નિશ્ચયીવૃત્તિવાળા વીર મળે, તો આ હિંદુસ્થાનનો સીનો હું બદલી નાખીશ." આવી વિવેકાનંદની આર્તભક્તિ હતી. બીજાનું દુઃખ જોઈને એક સરખી રીતે દિલમાં આગ લગાવી એનું નામ આર્તભક્તિ. વિવેકાનંદે દેશભક્તિની વ્યાખ્યા કરતાં એક જગ્યાએ કહ્યું છે કે, "તમે તમારા દેશબાંધવોના સુખદુઃખ સાથે એકરૂપ બન્યા છો કે? તેમની નાડીના ધબકારા સાથે જ તમારા

ધબકારા પડે છે કે? તેમના હૃદયની સાથે તમારું હૃદય ઊડે છે ખરું? બોલો. આમ હશે તો તમે દેશભક્તિનું પહેલું પગથિયું ચઢયા એમ હું કહીશ.”

આવા પ્રકારની આર્તભક્તિમાંથી જ જિજ્ઞાસુભક્તિ ઉત્પન્ન થાય છે એમ કહીએ તો પણ ચાલે. જગતમાં દુઃખ છે, અન્યાય છે, વિષમતા છે, રોગ છે. એ અપરંપાર દુઃખ શી રીતે દૂર કરું એમ મનમાં લાવીને માણસ વિચાર કરવા લાગે છે. તે પ્રશ્ન કરે છે. રોગ જોઈને, તે રોગ શાથી થાય છે તેની ચર્ચા તે કરવા લાગે છે. તે સંશોધક બને છે. જગતમાં જુદા જુદા પ્રકારનાં જે દુઃખ છે તે દૂર કરવાને માટે તે પ્રયોગ કરવા મંડે છે.

એવા જિજ્ઞાસુ ભક્ત આપણે ત્યાં બહુ થયા નથી. પાશ્ચાત્ય દેશોમાં એવા ભક્ત બહુ થયા છે. એક ઇટાલીઅન શાસ્ત્રજ્ઞ પ્લેગનું સંશોધન કરવા લાગ્યો. સંશોધન કરતાં કરતાં તેને પ્લેગની ગાંઠ થઇ. કરેલા સંશોધનને તાવ હોય તો પણ તે લખી રાખતો. એક જર્મન શાસ્ત્રજ્ઞ પ્રયોગ-શાળામાં પ્રયોગ કરતો હતો. એકદમ ધડાકો થયો. તેની એક આંખ ફૂટી ગઈ, એક હાથ તૂટી ગયો. બીજા હાથથી પરમેશ્વરને પ્રણામ કરીને તે બોલ્યો: “ભગવાન, હજી એક આંખ સાજી છે. એક હાથ સુરક્ષિત છે. તારા સ્વરૂપને હું શોધી કાઢીશ.” આવા જિજ્ઞાસુ ભક્ત પાશ્ચાત્ય સંસ્કૃતિના પાયામાં રહેલા છે. કોઇ એક ધ્રુવ તરફ જાય છે ને ત્યાં સંશોધન કરે છે. કોઇ એક હિમાલય ઉપર ચડવાને ફરી

કરીને આવે છે. માનવી સુખમાં શી રીતે વધારો કરી શકાય એનો કેટલાક પ્રયોગ કરે છે. એ બધા જિજ્ઞાસુભક્ત ગણાય.

જગતમાંથી દુઃખ કયા માર્ગે દૂર થશે એ વિચારમાંથી જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. જિજ્ઞાસા આપણને અનેક માર્ગ બતાવે છે. આ માર્ગે કરીને દુઃખ દૂર થશે કે કેમ એમ આપણે વિચાર કરીએ છીએ. જે અનેક માર્ગ દેખાય છે તેમાંથી હિતકર માર્ગ કયો? ખરો કલ્યાણપ્રદ માર્ગ કયો? દેખાએલા અનેક માર્ગોમાંથી ખરો માર્ગ કયો, તેનો વિચાર કરનાર તે અર્થાર્થી ભક્ત—અર્થાર્થી ભક્ત એટલે પૈસા માગનાર ભક્ત નહિ. અર્થાર્થી એટલે શામાં અર્થ છે એ જોનારા. આજે જગતમાં અનેક વાદ છે. ગાંધીવાદ છે, સમાજવાદ છે, સામ્રાજ્યવાદ છે, મૂડીવાદ છે, ફૅસીઝમ છે. સર્વના કલ્યાણનો માર્ગ કયો? કયા માર્ગે જઈએ તો સર્વનો સંસાર સુખમય બનશે? સર્વના જીવનનો સરસ વિકાસ થશે? સર્વને વિશ્રાંતિ મળશે, જ્ઞાન મળશે, કલાનો આનંદ ચાખતાં આવડશે? આવા વિચાર મનમાં લાવીને આપણે માર્ગસંશોધન કરીએ છીએ. કોઈપણ એક માર્ગ આપણે સ્વીકારીએ છીએ. એ માર્ગે જઈએ તો સર્વનું કલ્યાણ થશે એમ આપણને લાગે છે. એટલે આપણે તે માર્ગને વરીએ છીએ. તે જે નિશ્ચિત જ્ઞાન મળે છે, તે જ્ઞાનને આપણે વરીએ છીએ. એટલે જ આપણે જ્ઞાનીભક્ત બનીએ છીએ. જ્ઞાની એટલે જે જ્ઞાન થયું તેને ડગલે ને પગલે જીવનમાં ઉતારનાર, બુદ્ધને જે જ્ઞાન લાધ્યું, જગતના કલ્યાણ માટેનો જે માર્ગ તેમને લાધ્યો, તેનો તેઓ નિર્વાણકાળ

સુધી ઉપદેશ કરતા રહ્યા. ફરી ફરીને જન્મ ધારણ કરીશ, અને આ જ્ઞાન જગતને આપતો રહીશ એમ તેમણે કહ્યું. મહાત્માજીને, ગરીબોનાં દુઃખ શી રીતે દૂર કરું એની ચિંતા હતી. ચિંતાપૂર્વક ચિંતન કરતાં તેમને અનેક માર્ગ દેખાયા. પરંતુ છેવટે રેંટિયો એ જ તેમને તારક ભગવાન જણાયો. તે રેંટિયાને તેમણે હૃદયે અડાડયો. મારા ઇશ્વરનું નામ રેંટિયો એમ તેમણે કહ્યું. રાત ને દિવસ તેમને રેંટિયાનું ધ્યાન લાગ્યું. જે જ્ઞાન થયું, જે વિચાર સૂઝયો, સર્વના કલ્યાણને માટે જે માર્ગ નિશ્ચિતપણે જણાયો, તે દિશાએ જીવનને એકધારી રીતે લઈ જવું એનું નામ તે જ્ઞાનીભકત બનવું. રાત ને દિવસ તે જ વાતનો નાદ, તે જ વાતનો જપ. તે વાતનો પ્રચાર, તે વાતનો જયજયકાર. આ જન્મ તે ધ્યેયને માટે અને પુનર્જન્મ મળ્યો તો પણ તેને જ માટે. આ પ્રમાણે ધ્યેયની સાથે, મળેલા જ્ઞાનની સાથે જેને લગન લાગી હોય તેને જ્ઞાનીભકત જાણવો.

ભગવાન કહે છે, “હે અર્જુન! આવો જ્ઞાનીભકત મને ખૂબ ગમે છે.” જ્ઞાનેશ્વરીમાં એક જગ્યાએ ભગવાન કહે છેઃ “અર્જુન, મારા ભકતને બરાબર આલિંગન દઇ શકાય એટલા સારુ મેં ચાર હાથ ધારણ કર્યા છે. મારા ભકતને જોઇ શકાય એટલા માટે, નિર્ગુણ અને નિરાકાર હોવા છતાં પણ હું બે આંખોવાળો સગુણ ને સાકાર બન્યો છું. તે ભકતની પૂજા કરવાને માટે હાથમાં કમળપુષ્પ ધારણ કર્યું છે.”

" दोंवरी दोनी । भुजा आलों घेवोनी
आलिंगावया लागोनी । तयाचा देह ॥
तया पहावयाचे डोहाळे । म्हणून अचक्षूसीं मज डोळे
हातींचेनि लीलाकमळें । तयासीं पुजूं ॥

કેવી સુંદર ઓવીઓ છે. જગતના મંગલ માટે આવી દેખતી અને નિર્મળ ભક્તિ નિરંતર રાખીને સહાય ટક્કર ઝીલનારા જે મહાત્મા હોય તેને ધન્ય છે.



## અધ્યાય આઠમો

આપણને જે ધ્યેય સમજાયું, જે પવિત્ર વિચાર સ્ફુર્યો, જે નિઃશંક એવું જ્ઞાન લાધ્યું, તેના પ્રકાશમાં સતત ડગ ભરતા જવું એ આપણો પરમ ધર્મ છે, એમ કરતાં કરતાં આ દેહ એક દિવસ પડી જશે. જે વેળાએ મરવાની ક્ષણ આવશે, તે વેળાએ જીવનને પરમ વિકસિત થવા દો. કેવી રીતે મરવું એ આ આઠમા અધ્યાયમાં કહ્યું છે.

એક વખતે એક નાથને એક માણસે કહ્યું: " નાથ! આપનું જીવન કેટલું સુંદર, કેટલું પ્રશાન્ત! અમારા જીવનમાં સદાય ખેંચાતાણ! સદાય ગરબડ, કામક્રોધ, દ્વેષમત્સર જેવો ઘોંઘાટ! અમે આપના જેવું જીવન શી રીતે જીવી શકીએ? એને માટે શી યુક્તિ છે? ઉપાય શો?" નાથે કહ્યું: "એ બધું રહેવા દે. પરંતુ તને એક વાત કહું છું. તારું મરણ પાસે આવ્યું છે. આઠ દિવસમાં તું મરી જઇશ એમ લાગે છે." તે મનુષ્ય ગભરાયો. તેવો જ ઘેર આવ્યો. તેને એકધારી રીતે મરણ જ દેખાવા લાગ્યું. આઠ દિવસમાં મરનાર. અરેરે! હવે આઠ જ દિવસ! એમ તે બોલવા લાગ્યો. તે પાડોશીઓ પાસે ગયો અને બોલ્યો: "મિત્રો, હું લડયો તેની ક્ષમા કરો. આઠ દિવસમાં હું મરનાર છું. તેણે પોતાની પત્નીને કહ્યું: "મેં તને નકામું કષ્ટ આપ્યું. ન

બોલવાનું બોલ્યો. તારું હૃદય સેંકડોવાર દુઃખવ્યું. મને માફ કર. હવે હું મરનારો.” તેણે પોતાનાં બાળકોને હૃદયે ચાંપ્યાં. તેમને કહ્યું: “મેં તમને નાહકની મારઝૂડ કરી. મારાં બાળકો, હવે તો હું જનારો. તમને પ્રેમથી પાસે લેવા દો.” ગામમાં જેની જેની સાથે તે લડયો હતો, જેની જેની સાથે દ્વેષમત્સરથી ઝગડા કર્યા હતા, તે સહુ કોઈની પાસે જઈને તેણે માફી માગી. “થયું હવે, ગઇ ગુજરી વિસરી જજો. હું મરનારો છું. આઠ દિવસમાં.” એમ કહીને તે સહુને પગે લાગતો.

આઠ દિવસ થયા. નાથ તે માણસને ઘેર આવ્યા. તે માણસ નાથને પગે પડીને બોલ્યો: “વખત થયો ?” નાથ બોલ્યા: “તે તો ભગવાનને ખબર. પણ તારા આ આઠ દિવસ ગયા શી રીતે ? કેટલાંની સાથે લડયો ? કેટલાનાં અપમાન કર્યાં ? તેણે કહ્યું: “નાથ, શાની લડાઈ ને શું ! એકધારી રીતે મરણ મારી આંખો સામે દેખાતું હતું. સહુ કોઈની ક્ષમા માગતો હતો. ગઇ ગુજરી વિસરી જાય એમ કહેતો હતો. લડવાડ કરવાનો વખત જ ન હતો.” નાથે કહ્યું: “ભાઇ, આઠ દિવસ જે વાતને નજર આગળ રાખીને તું વર્ત્યો, તે જ વાત સદાય નજર આગળ રાખીને અમે વર્તીએ છીએ. એક દિવસ આ દેહ જવાનો છે. તેથી દેહના ગુલામ ન બનતાં, દેવના ગુલામ બનવું. મધુર બોલવું. સહુની ઉપર પ્રેમ રાખવો. પોતાની પાસે હોય તે સહુને આપવું. આપણા આ ક્ષણભંગુર જીવનવડે કરીને બીજાઓના જીવનમાં જો મંગળ આનંદ નિર્માણ કરી શકાય તો કેવી મજાની તે વાત બને !”

મરણ એટલે જીવનનો ઉત્તર. જીવન શી રીતે જીવ્યા એ મરણકાળની સ્થિતિ ઉપરથી સમજાય છે. મરણકાળની એક ક્ષણમાં સારા ય જીવનનું પ્રતિબિંબ પડે છે. અત્તરના એક ટીપામાં જેમ લાખો ફૂલોનો અર્ક સમાયેલો હોય છે તે પ્રમાણે મરણકાળની એક ક્ષણમાં જીવનમાંના આપણા અનંત આચાર વિચારોનો, અનંત કાયિક, વાચિક અને માનસિક કૃત્યોનો સાર ભરેલો હોય છે.

આપણે સહુ આ જગતમાં દુકાન માંડીને બેઠેલા છીએ. દુકાનદાર હોય છે તે રોજ રાત્રે તે તે દિવસની સિલક મેળવે છે. દિવસભર તેણે સેંકડો ઊંધાંચત્તાં કર્યાં પરંતુ તે બધાં ઊંધાંચત્તાંનો સાર આટલો નફો કે આટલું નુકસાન એવો ટૂંકો પણ અર્થવાળો ઉત્તર મળી રહે છે. તે રોજનો જમાખર્ચ જુએ છે. મહિનાનો જુએ છે. વરસની આખરે આટલો નફો કે નુકસાન એમ કહે છે. ધારો કે બાર વરસ દુકાન ચાલી. બાર વરસમાં આટલું કમાયો કે આટલું ગુમાવ્યું એવો એકાક્ષરી ઉત્તર આપે છે. બાર વરસમાં ઊંધાંચત્તાં કરવાથી આટલું મેળવ્યું કે આટલું ખોયું એટલો જ સાર નીકળે છે.

આપણ સહુનાં જીવન આ જ પ્રમાણે ચાલતાં હોય છે. રાત્રે આપણે પથારીમાં પડયા એટલે દિવસે કરેલી સેંકડો વાતો સાંભરતી નથી. તે દિવસની મહત્વની ચારપાંચ વાતો નજર આગળ હોય છે. તે દિવસની ધમપછાડનું એટલું જ ફળ. એક મહિનો જાય છે. મહિનામાંથી પાંચ દશ વાતો નજર આગળ રહે છે. બાકીની ગઈ. વર્ષ થાય છે. આ વરસમાં શું કર્યું એવો પ્રશ્ન નજર આગળ આવીને બેચાર

વાળો સ્પષ્ટ રીતે નજર આગળ આવે છે. આમ વરસે વરસે બને છે. અને મરતી વેળાએ સારા ય આયુષ્યનો સાર એટલે શું ફલિત થયું તે આંખ આગળ ઊભું રહે છે. આ જીવનની તે કમાઈ. અંકગણિતમાં વ્યવહારી અપૂર્ણાંકના દાખલા હોય છે. તેમનો વિસ્તાર ગમે તેટલો થાય તો પણ આખરે જવાબ તો શૂન્ય અથવા એક એવો ટૂંકો ને ટચ આવે છે.

જીવનનો આ છેવટનો ઉત્તર ધન્યતાનો મળે એટલા માટે આપણે શ્રમ કરવો જોઇએ. આ જગતમાં આપણે જન્મ્યા ત્યારે આપણે રડતા આવ્યા; પણ આજુબાજુના માણસો આનંદ પામ્યા. તેમણે પેંડા વહેંચ્યા. પરંતુ મરતી વેળાએ પોતાને આનંદ થવા દો અને લોકોને રડવા દો. જીવન કૃતાર્થ બન્યું એમ મનમાં લાવીને પોતાના મૂખ ઉપર મરતીવેળાએ પ્રસન્નતા ચમકવા દો. અને લોકોને બોલવા દો, “ અરેરે ! કેટલું સુંદર આનું જીવન ! શું આવો સુંદર મંગળ દીવડો હોલવાઈ જશે ? ”

તુકારામે કહ્યું છે:

“ सोनियाचा कलश । माजीं भरला सुरारस ।

સોનાનો દેહ મળ્યો. તેમાં શું વાસના વિકારરૂપી દારૂ ભરવાનો ? કે મંગળજીવનનો સુધારસ ભરવાનો ? મરણ વેળાએ જીવનમાંના મંગળ કાર્યોની સ્મૃતિ મેળવીને કૃતાર્થતા લાગવી એના કરતાં વધુ ધન્ય શું છે ?

પરંતુ આપણે જો દરરોજ વિચારીને નહિ વર્તીએ તો

મૃત્યુનું સોનું બનવાનું નથી. રોજ જેમ ફાવે તેમ વર્તશો તો મરતી વેળાએ રડશો. સોના સરખા જીવનની માટી કરશો. એટલે જ વિચારીને ડગ માંડજો. રોજ ધ્યેયનું સ્મરણ રાખીને વર્તન કરો. જીવનમાં ઉતરવાને માટે પરમેશ્વર સર્વત્ર ઊભા છે. જે પ્રમાણે બારણું ઊઘડતાં જ પવન અંદર પેસે છે, પ્રકાશ અંદર ઘૂસે છે, તે પ્રમાણે તમે હૃદયને જરા વિશાળ કરતાં, બુદ્ધિ ને જરા વિશાળ બનાવતાં, દૃષ્ટિ જરા પ્રેમાળ અને પવિત્ર કરતાં જ પરમાત્મા અંદર ઊતરશે. રવીન્દ્રનાથ, ગીતાંજલિમાં એક જગ્યાએ કહે છે: "ભગવાન, જીવનમાંની કેટલીક પળો ઉપર દિવ્યતાનો સિક્કો મારવાને ઊભા છે. પ્રત્યેક ક્ષણને તમે પ્રભુની સામે લઇ જાવ. પ્રત્યેક ક્ષણ ધ્યેયને માટે જાય એટલે મરણ મંગળ બનશે. ધ્યેયની સતત ધારાને સદાય વહેવા દો. જે આજ તે જ કાલે, જે આ મહિને તે આવતા મહિને, જે આ વર્ષે તે જ આવતા વર્ષે, જે આ જન્મે તે આવતા જન્મે એ પ્રમાણે જે મહાન ધ્યેય મળેલું છે તેનું સરવૈયું ખેંચીને એકધારી રીતે આગે ધપ્યે જાવ. સૂર્યની ચારે બાજુ સતત કાયા, વાચા ને મનસા પ્રદક્ષિણા કરતા રહીને આપણે પોતાનાં જીવન પ્રકાશિત કરતા રહીએ.

આઠમા અધ્યાયમાં મરણના ભવ્ય રૂપકનો આ અર્થ છે. મરણ કેવી રીતે આવે ? તે વખતે કેવી પરિસ્થિતિ હોવી જોઈએ, કેવી ના હોવી જોઇએ ? એનું રૂપકાત્મક મનોહર વર્ણન આઠમો અધ્યાય કરે છે. દક્ષિણાયનમાં મરશો નહિ. રાત ના જોઈએ. ધૂમાડો ના જોઈએ. કૃષ્ણપક્ષ ના જોઇએ. આ બધાનો અર્થ શું ? દક્ષિણાયનમાં દિવસ નાનો ને રાત

મોટી. એટલે કર્મ કરવાને થોડો સમય. તે જ પ્રમાણે દક્ષિણાયન થાય એટલે આકાશમાં વાદળાં આવવાનાં. પ્રકાશ નહિ. આનો અર્થ એ કે હૃદયાકાશ આસક્તિના વાસથી છવાઇ ગયેલું હોય છે. રાત હોય એટલે જીવનમાં કર્મ જવાળા ધગધગતી બળતી ના હોય તે. કર્તવ્યનો પ્રકાશ ના હોય તે. ધૂમાડો હોય તે એટલે નિઃશંક જ્ઞાન નહિ તે. બધું જ સંશયી વાતાવરણ. કૃષ્ણપક્ષ એટલે ચંદ્રનો ક્ષય થવો. ચંદ્ર એ મનનો દેવતા. કૃષ્ણપક્ષ બેસવું એટલે મનનું અવિકસિતપણું. આવી સ્થિતિમાં મરણ આવે એટલે કમનસીબ કહેવાય. જેના મરણ પ્રસંગે આસક્તિ પાસે ઊભેલી હોય, કર્મહીનતા પાસે હોય, અજ્ઞાનાંધકાર હોય, સંશય હોય, મન સાંકડું હોય, તેનું જીવન નકામું ગયું. એથી વિરુદ્ધ, જે દિવસે મરે છે, પ્રકાશ હોય ને મરે છે, કર્મજ્યોતિ ઝગઝગિત હોય ત્યારે, કર્મ કરવાને લાંબો દિવસ હોય ત્યારે અનાસક્ત મનથી જે મરે છે, શુક્લપક્ષ એટલે મનનો વિકાસ થતો હોય ત્યારે જે મરે છે, તેને ધન્ય છે. તે મરણું એટલે જીવન જ. પરમ મહાન એવું તે મરણ મરણ હોય છે.

આવું મરણ આપણને સાંપડે એટલા માટે આપણે એકધારી રીતે કર્મ કરવું જોઈએ. આસક્તિ, આળસ, વાસના—વિકાર આ સર્વને જીતવાં જોઇએ, કૃષ્ણની મોરલી શરદમાં જ વાગી. જે વખતે આકાશ નિર્મળ હોય, ચાંદની ચમકી રહી હોય, ફૂલની સુવાસ પસરી રહી હોય, એવે ટાણે મોરલી વાગે છે; આપણા જીવનમાં તે મધુર મોરલી ત્યારે વાગશે કે જ્યારે આપણે બધો મોહ જીતીએ, એકધારી

રીતે અનાસકતપણે, નિષ્કામ બુદ્ધિથી જનતા જનાર્દનની પોતાના સ્વધર્મ અનુસાર સેવા કરીએ. મહાત્માજીએ એક વખત કહ્યું: "મને બીજી કોઈ આસકિત રહી નથી. પરંતુ આ રેંટિયા વિષે ચિંતા થાય છે. મરતી વેળાએ રામનામને બદલે આ રેંટિયાની ચિંતા તો આવીને ઊભી નહિ રહે ને? રેંટિયો, રેંટિયો એમ કરતાં તો હું નહિ મરું ને? રેંટિયામાં જીવ ભરાઇ રહેશે કે શું?" સ્વ. જમનાલાલજીએ મહાત્માજીને કહ્યું: "તમે રેંટિયાની ચિંતા ના કરતા. તે મરનાર નથી."

મહાત્માજીનું આવું જીવન છે. રાત ને દિવસ કર્મની જવાળા સળગેલી છે. ધૂમાડો નથી. આસકિત નથી. સર્વત્ર સ્વચ્છ પ્રકાશ. ૧૯૩૧ માં ઇરવીન સાહેબની સાથે વાત કરતાં કરતાં રાતના બે વાગ્યા. પરંતુ આટલી મોડી રાતે ઘેર આવ્યા બાદ કાંતવાનું બાકી રહી ગએલું એટલે રેંટિયો લઈને કાંતવા બેસનાર એ મહાત્માજી છે. પ્રત્યેક ક્ષણ સેવામાં જાય છે. નિર્મળ, નરપેક્ષ, અનાસકત સેવા.

આપણે પણ નમ્રતાથી પોતાનું જીવન કર્મજવાલાથી પ્રકાશિત કરવા મથીએ. જીવનનું સોનું કરતા રહીએ. આ માટીના શરીરમાં અમૃતતત્ત્વ ભેળવીએ. તે છેવટનો દિવસ મધુર બને એટલા માટે, ધન્ય મૃત્યુ મળે એ માટે, જનારો દરેક દિવસ સરસ રીતે જીવીએ. તો જ છેવટે તરણોપાય છે.

ø

# અધ્યાય નવમો

નવમો અધ્યાય એ અતિ પવિત્ર અધ્યાય છે. ગંગાનો બધો જ પ્રવાહ પવિત્ર હોય છે. ઊગમથી માંડીને અંત સુધી બધો પ્રવાહ પવિત્ર હોય છે. તોપણ, હરિદ્વાર, કાશી, પ્રયાગ એવાં તીર્થોને આપણે માનીએ છીએ. ત્યાંની ગંગા અધિક જ પવિત્ર. તે જ પ્રમાણે ગીતાના અઢાર અધ્યાય પવિત્ર જ. પણ તેમાં વળી નવમો અધ્યાય, બારમો અધ્યાય, પંદરમો અધ્યાય વગેરે અધિક પવિત્ર. નવમા અધ્યાયનો જાપ કરતાં અનેકોએ સમાધિ લીધી. જ્ઞાનેશ્વર મહારાજ નવમો અધ્યાય ભણતા ભણતા જ સમાધિને પામ્યા એમ કહે છે. જ્ઞાનેશ્વરીમાં જ્ઞાનેશ્વર કહે છે: “નવમા અધ્યાયનો જાણે કે વેદોને પણ ડર લાગે છે.” એટલો આ અધ્યાય મહાન છે. પવિત્ર છે.

આ અધ્યાયનું આટલું મહત્ત્વ શાથી? કારણ કે અહીંઆ અનુભવ મળી શકે એવો રાજમાર્ગ બતાવવામાં આવ્યો છે. ભગવાન કહે છે: “હે અર્જુન, તને હું પ્રત્યક્ષ જાણી શકાય એવો ધર્મ બતાવું છું.” જે વાત જ નથી પણ પ્રત્યક્ષ જાણી શકાય એવી છે. આપણા સહુના અનુભવમાં આવે તેવી છે.

આવી કઈ વાત આ અધ્યાયમાં કહેલી છે? ભગવાન કહે છે: "અર્જુન, જે કંઈ કર્મ કરે તે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર." આનો શું અર્થ? આપણે જે જે કર્મ કરીએ છીએ, તે કર્મનો સંબંધ જનતા સાથે હોય છે. તે કર્મો જનતા–જનાર્દનને મળે છે. જેની જેની સાથે આપણા કર્મનો સંબંધ થાય તેમને દેવ માનવા એનું નામ તે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કામ કરવું.

ભક્ત પોતાનાં કર્મ ને ધર્મ આ પ્રમાણે કરે છે. ગોરો કુંભાર માટલાં ઘડતો. તે માટલી સારી થાય તેટલા માટે તે માટીને કેવી ગૂંદતો! માટીને ગૂંદતાં ગૂંદતાં તે તન્મય બની જતો. પોતાનું જ બાળક તે માટી સાથે ગૂંદાઈ ગયું તેનું તેને ભાન ના રહ્યું. તે માટી ગૂંદતાં જાણે કે પરમેશ્વર તેના મનઃચક્ષુ આગળ હતા. આ કયાંના પરમેશ્વર? માટલાં વેચાતાં લેનાર લોક એટલે જ તેના પરમેશ્વર. ગોરા કુંભારને બીજા પરમેશ્વરની જાણે કે ખબર જ ન હતી. મારા નારાયણ માટલી વેચાતી લેવા આવે, તેને શું છેતરું? જલદી ફૂટી જાય એવાં માટલાં શું હું એને વેચું? એવાં પાકટ માટલાં હું તેને આપીશ કે તેના દીકરાને પણ ચાલે. આવી ભાવનાથી ગોરો કુંભાર માટલાં તૈયાર કરતો હતો.

કબીર આ જ ભાવનાથી શેલાં ને કપડાં વણતો હતો. મારા પરમેશ્વર એ વસ્ત્રો લેવાને પધારશે. તેમના શરીર ઉપર શું હું ગમે તેવાં કપડાં પહેરાવું? ના, આ વસ્ત્રો મને બરાબર વણવા દો. કાળજીપૂર્વક વણવા દો.

સાંવતો માળી આ જ ભાવનાથી શાક વેચવા આણતો.

ધોઈને વીણીને તે શાક વેચવા લાવતો. શાક ખરીદનાર ઘરાક એટલે જાણે કે તેનો ભગવાન.

આ પ્રમાણે આપણે સર્વત્ર પરમેશ્વર જોઈએ. પરમેશ્વરને શોધવાને માટે દૂર જવાનું નથી. તે આપણી આસપાસ સર્વત્ર છે. આપણે કાશી, રામેશ્વર જઈએ છીએ. પરંતુ દેવ શું ત્યાં જ હોય છે? વચમાં બધું શું સ્મશાન છે? એકનાથનો દીકરો કાશીથી કાવડ લઈને રામેશ્વર ચડાવવાને જતો હતો. પરંતુ નાથે તે ગંગાજળથી રસ્તામાં એક તરસ્યા ગધેડાની તરસ છીપાવી. દીકરો ચિડાયો. પરંતુ પરમેશ્વરે તેને સ્વપ્નામાં દર્શન દીધાં અને કહ્યું: "અરે, ગધેડાને પાયેલું ગંગાજળ મને મળ્યું છે."

ટૉલ્સ્ટોયે આવી જ એક સુંદર વાત લખેલી છે. બે મિત્રો જાત્રાએ નીકળે છે. પરંતુ એક મિત્ર રસ્તામાં દુકાળમાં સપડાએલા ગામમાં જાય છે. ત્યાંના દુકાળથી પીડાયેલા લોકોને જીવાડે છે. પૈસા પૂરા થતાં, જાત્રાને સ્થાને ન જતાં એ પાછો ફરે છે, પરંતુ જાત્રાને સ્થાને ગયેલા બીજા મિત્રને પોતાનો તે મિત્ર દેવની પાસે જ દેખાય છે. દુકાળપીડિતોની કરેલી તે સેવા ભગવાનને પહોંચી. જાત્રાએ ન ગયા છતાં, તે મિત્ર દેવની પાસે જઈને બેઠો:

આપણે જ્યાં જોઈએ ત્યાં પરમેશ્વર જ છે. પરંતુ આપણે આંધળા છીએ. ભગવાન ખૂબ ખેદપૂર્વક કહે છે:

**" अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् "+ ९–११**

---

\+ 'અવજ્ઞા કરતા મૂઢો મારી માનવ દેહમાં'

આપણે ઝાડવાંમાં દેવ જોઈએ છીએ. પથ્થરમાં દેવ જોઇએ છીએ. ભૂતપ્રેતમાં જોઈએ છીએ. પરંતુ માનવમાં આપણને દેવ દેખાતો નથી! આપણને ચાર મોંના, આઠ હાથવાળા દેવ જોઈએ છે. મનુષ્ય કરતાં કાંઈક જુદી જાતનો એવો દેવ આપણને જોઈએ છે. મનુષ્યરૂપે આપણી પડોશમાં ઊભેલો પરમેશ્વર આપણને દેખાતો નથી આ માનવોની સાથે તકરાર કરીએ છીએ, તેને ગુલામ બનાવીએ છીએ, તેની કતલ કરીએ છીએ અને ભગવાનની પૂજા કરવા માગીએ છીએ! ભગવાનને આનાથી આશ્ચર્ય થાય છે. અરે, પહેલાં મનુષ્યમાં દેવને જુઓ. આ બોલતો ચાલતો દેવ છે. એનું સ્વરૂપ જુઓ. એને શું જોઈએ છે, શું નથી જોઇતું તે જુઓ. પથ્થરના દેવને શું શું ગમે છે તે પણ આપણે ઠરાવી નાખ્યું છે. ગણપતિને મોદક પસંદ છે. વિઠોબાને માખણ ભાવે છે. ખંડોબાને કોપરું જોઇએ. પરંતુ માણસને શું જોઈએ એની ચર્ચા કોઈ દિવસ આપણે કરીએ છીએ? આપણી આગળ આ બે હાથવાળો મનુષ્યરૂપી દેવ ઊભો છે. તેના પેટમાં અન્ન નથી. તેની પૂજા કરવાને આપણે દોડી જઈએ છીએ કે?

પરમેશ્વરની પ્રદક્ષિણા કરવી એમ કહે છે. એક પ્રદક્ષિણા ફરવાની અને દેવનું રૂપ બરાબર ધારીને જોવાનું. આ પ્રમાણે કરવાથી દેવનું રૂપ અંતરમાં વસે છે. પરંતુ આ દેવ છે કયાં? લાખો ગામડાંમાં આ દેવ ઊભા છે. આ ગામડાંની પ્રદક્ષિણા કરો. એટલે ત્યાંના દરિદ્રનારાયણોનાં સ્વરૂપ તમારા ધ્યાનમાં ઊતરશે. એમની શી સ્થિતિ છે

તેની તમને જાણ થશે. એટલે તેમની સેવા કરવાને માટે તમે જશો.

એવો આ રોકડીઓ ભક્તિધર્મ છે. પ્રત્યક્ષ ઓળખી શકાય એવો ધર્મ છે. તમારા બંધુની સેવા કરો. તેમનાં બેસી ગએલાં મોં, તાજાં થશે. તમને પરમ સુખ થશે. પોતાની ચારે ય બાજુના લોક એટલે જ ભગવાન એમ મનમાં લાવીને જો આપણે કર્મ કરીએ તો તે કર્મ કેટલાં સુંદર થાય! તે કર્મમાં એક પ્રકારનું તેજ આવશે. આપણે એકાદ સાદો મિત્ર આવવાનો હોય તો પણ આપણે કાળજી-પૂર્વક મન દઈને બધું કરીએ છીએ. તો પછી આ પ્રત્યક્ષ પરમેશ્વર છે એમ માનીએ તો કેટલી દક્ષતાથી અને દિલ દઈને એ કામ કરીએ? કલકત્તામાં એક મહારાષ્ટ્રિય સંન્યા-સિની હતાં. તેમણે છોકરીઓની એક શાળા ચલાવેલી હતી. એક વખત વિવેકાનંદ તેમને મળવાને ગયેલા હતા. તેમણે પૂછ્યું: "માજી' શું ચાલી કહ્યું છે?" તે તપસ્વિની બોલ્યાં: "આ દેવતાઓની પૂજા કરી રહી છું." તે સંન્યાસિની તે છોકરીઓ તરફ કેટલા આદર અને ભક્તિથી જોતી હતી. શિક્ષકોએ વિદ્યાર્થીઓ તરફ આ જ દૃષ્ટિએ જોવું. તેમને "તું પથ્થરો છે", "તું બળદીઓ છે" એમ ના કહેવું જોઈએ. મારી સામેના વિદ્યાર્થીમાં દિવ્યતા છે. તેને પ્રગટ કરવાને માટે મારે ઉદ્યોગ કરવાનો છે. પોતાનામાંની દિવ્યતા એ વિદ્યાર્થીઓએ પ્રગટ કરવી એટલા માટે તેમને મદદ કરવાને હું ઊભો છું, એવી ભાવનાથી શિક્ષક વર્તશે તો તે અધ્યાપન કાર્ય કેવું દિવ્ય બનશે!

હું, એક વખત એક શહેરમાં ગયો હતો. ગવર્નર આવવાનો હતો, ગટરો સાફ કરવામાં આવતી હતી. સાફ-સૂફી થતી હતી. ગવર્નર આવતા પહેલાં એ ગામમાં શું માણસો રહેતાં ન હતાં ? પરંતુ મ્યુનિસિપાલિટીના સભાસદોને અને પ્રમુખને ગવર્નર દેવ લાગ્યો ! એ આવવાનો એટલે એ સ્વચ્છતા કરવા લાગ્યા. બાકીની પચાસહજાર જનતા એના જીવની જાણે કે કિંમત નહિ ! પોતાના શહેરમાં સહુ કોઇ પરમેશ્વરનું જ રૂપ છે એમ મનમાં રાખીને જો મ્યુનિસિપાલિટીના સભાસદો બને ! આવો આ મહાન માનવધર્મ, નવમો અધ્યાય કહે છે. સર્વત્ર પરમેશ્વર જોઇને તેમની તારાં કર્મમય પુષ્પોથી પૂજા કર, મનુષ્યમાં દેવનાં દર્શન કર, તેમને સુખી કરવાને માટે ઊઠ, આવો સંદેશ નવમો અધ્યાય આપે છે.

અને જો સર્વત્ર દેવનાં દર્શન કરવા લાગે તો પછી કોને તુચ્છ માનવાનો કે હીન માનવાનો ? તે કોને અસ્પૃશ્ય કહીને દૂર ધકેલી મૂકવાને ? જ્ઞાનેશ્વર કહે છે કે મારા ભકતને પછી જાતિભેદ જણાતો નથી.

“ तेथ जातीव्यक्ती पडे बिंदुलें ”

કર્મ ગમે તે હો, પણ તે ઈશ્વરાર્પણ ભાવનાથી જો આપણે કરીએ તો બધા ય મુકિત પામીએ. નવમો અધ્યાય મોક્ષના દ્વાર સર્વ કોઈને માટે ખૂલ્લાં ઉઘાડી મૂકે છે.

“ स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परांगतिम् ”

સ્ત્રીઓ હો, વૈશ્ય હો, શૂદ્ર હો, કોઇ પણ હો; પોત-પોતાના સેવાકર્મથી સર્વને મોક્ષ મળશે. જે સ્ત્રી પતિ એ જ પરમેશ્વર માને છે, તેના સુખદુઃખમાં પોતાનું સુખદુઃખ જુએ છે, પતિની ઇચ્છા એ જ પોતાની ઇચ્છા એમ જે વર્તે છે, તેને મોક્ષ નહિ મળવાનો તો પછી મળવાનો કોને?

પ્રશ્ન એટલો જ છે કે જે કર્મો તમે કરો છો તે કયી ભાવનાથી કરો છો? તે જનતા જનાર્દનને, સમાજરૂપી ભગવાનને અર્પણ કરવાનાં છે એવી ભાવનાથી કરો છો, કે ફક્ત સ્વાર્થપૂર્વક જ કરો છો એ વાતનું મહત્ત્વ છે. નવમો અધ્યાય ખૂબ મહાન દૃષ્ટિ આપે છે. તે જો મળી તો જીવનમાં ક્રાન્તિ આવશે. કબીરે કહ્યું છે:

" गुरुकृपांजन पायो
पायो मैने भाई
रामविना कछु जानत नाहीं ॥
अंदर राम बाहिर राम
जहाँ देखो वहाँ रामहि राम " ॥

પછી સર્વત્ર પ્રભુદર્શન થશે. તે પ્રભુની સેવા કરવાને તમે દોડશો. વ્હિટમેન નામના કવિને લીલું લીલું ઘાસ જોઇને એ પ્રભુનો હાથરૂમાલ છે એમ લાગ્યું. શેકસપિયર કહે છે: "એટલે પછી તે માણસને પથ્થરમાંથી પ્રવચનો સંભળાય છે, ઝરણાંમાંથી વેદ મળે છે." એક વખત એ દૃષ્ટિ આવવી જોઇએ. સર્વત્ર માંગલ્ય જોવાની દૃષ્ટિ. સર્વત્ર જ પ્રભુનો સાક્ષાત્કાર.

એવી મહાન દૃષ્ટિ મળે માટે આપણે કષ્ટ કરીએ. જેની જેની સેવા કરવાને આપણે જઇએ તે પ્રભુનાં સ્વરૂપ છે એમ માનીને સેવા કર્યે જઇએ. એટલે કંટાળો લાગશે નહિ. સેવામાં રસ જામશે. એક પ્રકારની મુક્તાવસ્થા, જીવનમાં ઊતરશે. હૃદયમાં અપાર આનંદ ભરાશે. પછી મોક્ષ એટલે વધુ શું ?



# અધ્યાય દશમો

નવમો અધ્યાય સર્વત્ર પ્રભુરૂપનાં દર્શન કરો એમ કહે છે.

“ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतं अश्नामि प्रयतात्मनः ॥ ९-२६
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥* ९-२७

આ જે નવમા અધ્યાયનો સંદેશ તે કૃતિમાં શી રીતે ઉતારવો? સર્વ કર્મ ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરવાનું શી રીતે શીખવું? હજારોની સાથે પોતાનાં કર્મવડે કરીને સંબંધમાં અવાય છે. જેની જેની સાથે સંબંધ થાય છે તે સહુ ભગવાનનાં સ્વરૂપ છે એમ એકદમ લાગશે ખરું કે?

એકદમ એ દૃષ્ટિ આવવાની નહિ. બાળક જેમ ધીરે ધીરે શીખે છે તેમ આપણે શીખવું જોઈશે. આ દશમા

---

* પત્રં પુષ્પં ફલં તોયં જે આપે ભક્તિથી મને.
અર્પેલું ભક્તિથી તે હું આરોગું યત્નવાનનું. ૯-૨૬
જે કરે, ભોગવે વા જે, જે હોમે, દાન જે કરે;
તપને આચરે વા જે, મને અર્પણ તે કર. ૯-૨૭

અધ્યાયમાં, ભગવાન એકાદ કુશળ શિક્ષકની જેમ જાણે દોરવણી આપે છે. નાના છોકરાને આપણે સહેલા સહેલા અક્ષરો કાઢી આપીએ છીએ. સહેલા અને મોટા અક્ષરો આપણે તેની સ્લેટ ઉપર લખી આપીએ છીએ. ભરાવદાર લખીએ છીએ ને પછી તેને કહીએ છીએ કે આ ગધેડાનો ગ. મોટો ગ કાઢીને આ મગરનો મ એમ આપણે શીખવીએ છીએ. પ્રથમ ગ, મ, ભ, ન વગેરે સહેલા અક્ષરો શીખવીએ છીએ. પછી સ, ષ વગેરે જરા અઘરા અક્ષરો. છેવટે જોડાક્ષરો. એટલું જ નહિ પણ પહેલાં જે મોટો ગ હતો તે ગ નાનો પણ હોય છે એ શીખવવું પડે છે. ગ મોટો અને ભરાવદાર હોય કે નાનો હોય તો પણ તેનો અર્થ એક જ થાય છે એ વાત બાળકને સમજાવવી પડે છે. નહિ તો પછી જમાઈરાજની વાતની જેમ બનવાનું. જમાઈરાજ પત્રમાંનો નાનો શ્રી જોઈને રડવા લાગ્યા! તે બોલ્યા કે: મારી પાટીમાં કેવડી મોટી શ્રી હતી; અને આ પત્રમાંની શ્રી પાતળી કેમ થઈ?" તે નાની શ્રી અને તે મોટી શ્રી એમાં કંઈ જ ફરક નથી. એક જ અર્થ બન્નેમાં ભરેલો છે. નાનું બાળક આ રીતે શીખતું જાય છે. પહેલાં સહેલા અને ભરાવદાર અક્ષરો. પછી જરા અઘરા અક્ષરો. પછી તે જ નાના અક્ષરો. તે જ પ્રમાણે તે જોડાક્ષરો. એ બધું થયા બાદ તે બાળકની વાઙ્મયમાં પ્રગતિ થાય છે. તે વાંચવા માંડે છે. કાવ્યનો આનંદ ચાખવા માંડે છે.

આ સૃષ્ટિના વિશાળ ગ્રંથને આ રીતે જ આપણે વાંચતાં શીખવો જોઈએ. તેનું રૂપ વાંચતાં શીખવું જોઈએ. પરંતુ એકદમ નાના અક્ષરો વાંચતાં શીખી શકવાનો નહિ.

જોડાક્ષર એકદમ ઊકલવાના નહિ. એટલે ભગવાન સૃષ્ટિમાંના ભરાવદાર અક્ષરોનો પાઠ અર્જુનને શીખવાડતા હતા. તે કહેતા, "અર્જુન, તને સર્વત્ર પરમેશ્વરને એકદમ જોતાં આવડવાનું નથી. પરંતુ સંતોમાં તો તને જોતાં આવડશે ને? જે સંત રાત ને દિવસ પરાર્થે જીવન ગુજારે છે, જે નિંદા કે સ્તુતિથી ચળતો નથી, મરણનો જેને ભય નથી, એવા સંતમાં તને અનંતની મૂર્તિનાં દર્શન નહિ થાય કે? સંત એ સહેલો શબ્દ છે. ભરાવદાર ને આંખોમાં માય એવો આ શબ્દ છે. આ શબ્દ લે, વાંચ. ગોખ. અને તને જન્મ આપનાર માતા? 'માતૃદેવો ભવ' એવી શ્રુતિની આજ્ઞા છે. પરમેશ્વરની પરમ કારુણ્યની કલ્પના, માતાના વાત્સલ્યપણા ઉપરથી જ આપણે તે કરી શકીશું. તે માતાને સમજાતું નથી કે તેનાં આંતરડાં તે બાળકને માટે શા માટે તૂટે છે? કોણે આટલો પ્રેમ આપ્યો છે? બાળક ઉપર એનો કેટલો પ્રેમ? તેને જરા દુઃખ્યું કે તે આવરીબાવરી બની જાય છે. ખોળાનું પારણું કરે છે અને આંખોનો દીવો કરે છે. એવી એ પ્રેમમયી, સ્નેહમયી માતા. ફ્રેંચ ભાષામાં એક વાત છે. એક માતા હતી. તેનો દીકરો વ્યભિચારી નીકળ્યો. તે એક વેશ્યા પાસે જતો. બધું ઘર તેણે તેના ઘરમાં લઈ જઈને ભર્યું. તો પણ તેના પ્રેમની સત્યતા તેને સમજાતી ન હતી. તે બોલ્યો: "હવે હું શું કરું કે મારો પ્રેમ તને ગળે ઊતરે?" તે બોલી કે "તમારી માનું કાળજું કાપીને મને આણી આપ!" તેણે માતાનું કાળજું કાપીને લીધું. એક થાળીમાં મૂકીને તે ઉતાવળે લઈને નીકળ્યો. પરંતુ ઠેસ વાગવાથી પડી ગયો. હાથમાંથી થાળી પડી ગઈ. પરંતુ તે

કાળજામાંથી અવાજ આવ્યો: "બેટા, તને તો નથી ને કંઈ વાગ્યું ?" આવી એ નિરપેક્ષ પ્રેમ કરનારી માતા! તેનામાં દેવનાં દર્શન કરવાને શીખો. એ ભરાવદાર સહેલા અક્ષર છે. અને તારો પશુત્વનો નાશ કરીને મનુષ્યતા આપનાર ગુરુ! તે ગુરુમાં પણ પરમેશ્વરનાં સ્વરૂપના દર્શન કરતાં શીખ. અને નાનાં બાળકો? નિષ્પાપ અને સરળ. પ્રભુસંગીતનો પ્રકાશ જેવાં. એ નાનાં બાળકોમાં દેવનાં દર્શન કરો. નાનાં બાળકોને કેટલા જલદી પ્રભુ મળ્યા? ધ્રુવ, પ્રહ્લાદ, ચેલૈયો, સનક, સનંદન, શુકાચાર્ય, એ સહુ નાનાં બાળકો. પરંતુ તેમણે ક્ષણમાં પ્રભુ મેળવ્યા. બાળકોમાં પ્રભુનાં દર્શન પામતાં શીખો. અને માનવેતર સૃષ્ટિમાંના મોટા અક્ષરો જુઓ. ભવ્ય હિમાલય કેવો ઊભો છે. જાણે કે જ્ઞાનવૈરાગ્યની શુભ્ર મૂર્તિ! સહેજ પણ ચંચળતા ત્યાં નથી. જાણે કે મૂર્તિમંત સ્થિર નિષ્ઠા ઊભી છે. તે હિમાલયમાં ભગવાનનાં દર્શન કરો. અને તે ગંગા?

> પોષતાં કાંઠેના પાદપ, ફેડતાં જગતણાં પાપતાપ
> જાય જેમ આપ જાહ્નવીનું ॥

સારાય ભૂપ્રદેશને હરિતશ્યામલ કરનારી તે ગંગા! રવીન્દ્રનાથને નદીઓના પ્રવાહ જોઈને જાણે કે હૃદય ભરાઈ આવતું. તે કહે છે:

> "जान्हवी–जमुना विगलित करुणा"

ગંગાજમના એટલે ઈશ્વરની વહેતી કરુણા છે! એવી આ મહાન નદીઓમાં પરમેશ્વરને નિહાળો.

અને ઉપરનું એ અનંત આકાશ ? તોફાન આવે છે અને જાય છે. ધૂળ ઊડે છે. વાદળાં આવે છે. મેઘરવો વરસે છે. વાદળાંની હાર લાગે છે. પરંતુ પાછળ ભૂરું, ભૂરું એવું આકાશ ઊભેલું છે. જરાપણ મેલ પોતાને લાગવા દેતું નથી. આ આકાશમાં ઈશ્વરનાં દર્શન કરો.

અને આ ઊછળનારો અનંત સાગર ? ભરતી હો કે ઓટ હો, તે એક સરખો અવાજ કર્યે જ જાય છે. "**मामानुस्मर युद्धय च**" એવી જાણે કે ઘોષણા કર્યે જાય છે. ભરતી હો કે ઓટ હો પણ તું કર્મ કર્યે જ જા, એમ જાણે કે તે ધીરગંભીર વાણીથી કરી રહ્યો છે. જાણે કે ૐ ૐ ની ગર્જના તે રાત ને દિવસ કરી રહ્યો છે. વરસાદ પડો કે ન પડો, તે સદાય ઊછળતો જ રહેવાનો. સર્વે પ્રવાહોને પાસે લે છે. ક્યારેક શાન્ત તો ક્યારેક અત્યંત ભયંકર ! એવો આ સાગર, તે ઠેકાણે તું મારાં દર્શન કર. તે અંગ્રેજ કવિ બાયરન, સમુદ્ર જોઈને ઊછળતો, નાચતો, તે કહે છે: "હે સાગર, કર ગર્જના કર. તારાં મોજાંનું કલ્લોલ શરૂ રાખ. આવ, નાચતો, નાચતો આવ. અરે સાગર, તું તે અદૃશ્ય પરમેશ્વરનું જાણે કે સિંહાસન છો." આવા આ સાગરમાં દિવ્ય પરમેશ્વરનાં દર્શન નહિ કરવાનાં તો પછી ક્યાં કરવાનાં ?

અને કોયલ ? વસંત ઋતુ બેસતાં જ જે કુઉ કુઉ કરવા મંડે છે. ક્યાં છે એ પ્રભુ, ઉનાળામાં ઝાડોને નવ પલ્લવ આપનાર તે પ્રભુ ક્યાં છે એમ જાણે તે પૂછે છે. જાણે કે પરોઢથી માંડીને ઉપનિષદ ગાય છે. તે કોયલમાં

દેવને જો. અને જેની કળા જોઈ ને શાહજહાન બાદશાહનું મયુરાસન ફિક્કું પડે એવો સુંદર મોર ? મેઘની ગર્જના સાંભળીને નાચનારો, કેકારવ સંભળાવનારો, સરસ્વતીનું દિવ્ય વાહન બનનારો, એવા એ મોરમાં પ્રભુનાં દર્શન કરો. અને ગોમાતા ! ગાય એટલે કરુણ કાવ્ય છે. કેટલી કોમળ, પ્રેમળ અને સ્વચ્છ ! તે દૂધ આપે છે. ખેતીને માટે બળદ આપે છે. તેમાં દેવ સ્વરૂપનાં દર્શન કરો.

અને અર્જુન, આ સહેલા અક્ષરો તને કહ્યા. પરંતુ અઘરા અક્ષરો અને જોડાક્ષરો તારે શીખવા પડશે. આમ કંઇ આ વિશ્વગ્રંથ વાંચતાં આવડશે નહિ. સંતમાં દેવનાં દર્શન પામતાં તું શીખશે, પરંતુ રાવણમાં પણ દેવનાં દર્શન કરવાનું તારે શીખવું પડશે. રાવણ એ જોડાક્ષર છે. ગાયમાં દેવત્વ જોશે, પરંતુ વાઘની ભીષણતામાં પણ પ્રભુરૂપ જોતાને શીખ. ફૂલમાં પ્રભુરૂપ જોતાં શીખીશ, પરંતુ તે તેજસ્વી નાગમાં પણ પ્રભુરૂપ જોતાં શીખ. એક વખત પાવહારી બાવાને સાપ કરડયો. પરંતુ તેમણે કહ્યું: “પ્રભુ પધાર્યા અને ચુંબન કરીને ગયા.” સર્પમાં તેમને પ્રેમળ પરમેશ્વરનાં દર્શન થયાં. એવા આ જોડાક્ષરો શીખીને, નાના અક્ષરો પણ છેવટે શીખવા જોઈએ. ગંગાજીમાં પ્રભુનાં દર્શન કર્યાં, પરંતુ કમળપત્ર ઉપરના જળબિંદુમાં પણ તે મને દેખાવાં જોઈએ. આકાશને બાથ ભીડવાને જાણે કે તૈયાર, હજારો પંખીઓને આશ્રય આપનાર શીતળ વડલામાં દેવને નીહાળવા એ સહેલું છે. પરંતુ નાના ઘાસમાં પણ ઇશ્વરી પ્રભા જોવાનું આપણે શીખવું જોઈએ.

આ પ્રમાણે આપણે શીખતા જવું જોઇએ. એટલે સર્વત્ર પરમેશ્વર જ દેખાશે. જાણે કે સર્વ મધુર છે. તે વૈદિક મંત્રમાં ઋષિ કહે છે નેઃ

" मधु वाता ऋतायते मधु क्षरन्ति सिन्धवः
माध्वीर्गावो भवन्तु नः
मधु नक्तमुतोषसि, मधुमत्पार्थिवं रजः "

સર્વ કાંઈ મધુર! પવન મધુર, તારા મધુર, દિવસ મધુર, રાત પણ મધુર, નદીઓ મધુર, ગાય મધુર, માટીનો કણ પણ મધુર! જે માટીના કણમાંથી ફૂલોને રૂપ રસ ને ગંધ મળે છે, ફળોને રસ–રંગ મળે છે, તે માટીનો કણ શું સુંદર નહિ?

આ રીતે શીખતાં શીખતાં આપણે ચાલીએ. આ વિશ્વગ્રંથ આપણે વાંચતાં જઇએ. રવીન્દ્રનાથ કહે છેઃ "પરમેશ્વર ફૂલને સ્વરૂપે, તારાઓને સ્વરૂપે, આકાશમાંના અનંત રંગોના સ્વરૂપે, પંખીઓને સ્વરૂપે, વાયુ લહરીને સ્વરૂપે, આપણને ડગલે ને પગલે, ક્ષણેક્ષણે સંદેશો મોકલે છે. પત્રો પાઠવે છે. પરંતુ એ વાંચનાર કોણ?"

એ પત્રોને વાંચતાં શીખે એ ખરો જ્ઞાની. તે ખરેખર શીખ્યો કહેવાય. બાકીના બધા પોપટપંખી છે. જ્ઞાનનો મિથ્યા બોજો છે. તે મંગળમય જ્ઞાન આપણે મેળવીએ. વિશ્વગ્રંથમાં સર્વત્ર પ્રભુરૂપનાં દર્શન કરવાનું શીખીને મુક્ત બનતા જઈએ. આનંદસિંધુમાં ડૂબતાં જઇએ.

☆

# અધ્યાય અગીઆરમો

દશમો અધ્યાય, આપણને સર્વત્ર ઈશ્વરનાં દર્શન કરો એમ કહી રહ્યો છે. પરંતુ અર્જુને પ્રશ્ન પૂછ્યો: "હે દેવ, સર્વત્ર જો તું જ દેખાયો, તો તે રૂપ દેખાશે શી રીતે? મારાથી તો કલ્પના પણ થઈ શકતી નથી. આ સર્વ સચરાચરમાં વ્યાપીને તું ભર્યો પડયો છે, એવું તે વિરાટ સ્વરૂપ મને બતાવ. મારો મનોરથ પૂરો કર." અને પ્રભુએ તેને વિશ્વરૂપ દર્શન કરાવ્યું છે. સર્વત્ર ભરેલા તે વિશ્વંભર અર્જુનને દેખાયા. તે અનંત, તેજોમય એવું રૂપ જોઇને અર્જુન ગભરાયો. તેણે કહ્યું, "સંકેલી લ્યો, સંકેલી લ્યો, આ તમારું વિશ્વરૂપ સંકેલી લ્યો. મારાથી એ નથી જોયું જતું. મારી આંખો અંજાઇ જાય છે. તારું રૂડું, રૂપાળું રૂપ જ મારે બસ છે."

બે હાથવાળો પરમેશ્વર માણસને સમજાતો નથી. પરંતુ અનંત હાથવાળો આ વિરાટ પરમેશ્વર પચતો નથી. અર્જુન ડાહ્યો હતો. છેવટે બે હાથવાળો પરમેશ્વર તેને સમજાયો. તેના રથ ઉપર ચાર હાથવાળા શ્રીકૃષ્ણ હતા. પરંતુ બે હાથવાળો ય તેને ગમતો. મનુષ્ય દેહમાં વસેલો પરમેશ્વર

આપણે માટે બસ છે. આ મનુષ્યરૂપી નારાયણની ઉપાસના કરીએ, તેને સુખી કરીએ.

આ અગીઆરમા અધ્યાયમાં એક જ સૂર ભર્યો પડયો છે. ભકતોને અત્યંત પ્રિય એવો આ અધ્યાય છે. લોકમાન્યનું 'ગીતારહસ્ય' પ્રસિદ્ધ થયું ત્યારે મહર્ષિ અણ્ણા સાહેબ પટવર્ધને કહ્યું હતું કે "તે અગીઆરમા અધ્યાય વિષે માળે શું લખ્યું છે? એટલું વાંચવા જેવું લાગે છે." આવો આ અગીઆરમો અધ્યાય જાણે કે સ્તોત્રરૂપે છે. અનંતનું તે ભવ્ય સ્તોત્ર છે. જ્ઞાનેશ્વરીમાં ખૂબ જ મધુર ઓળીઓ છે. અર્જુન કહે છે: "હે દેવ, નમસ્કાર, નમસ્કાર. પાછળ નમસ્કાર, આગળ નમસ્કાર." ફરી ફરી ને જાણે કે તે નમોનમ: કહેતો હોય ને. જ્યાં જુએ ત્યાં પ્રભુરૂપ. અર્જુન ફકત હાથ જોડીને વિનયભાવે ઊભો રહ્યો. આવા આ સ્તોત્રરૂપ અધ્યાયનો સાર એક જ છે. અને તે એ કે સર્વ કાંઈ પરમેશ્વર કરી રહ્યો છે. આપણે કશાયનો પણ અહંકાર ના કરવો જોઈએ. હું જ જાણે કે સર્વ કાંઇ કરનારો એવો ગર્વ કોઈએ પણ કરવો ના જોઇએ. તે હાસ્યાસ્પદ છે, આપણે વિશ્વશકિતના હાથમાં પૂતળી જેવા છીએ. તે વિશ્વશકિત આપણને નચાવે છે. અંગ્રેજ કવિ મિલ્ટને એક જગ્યાએ કહ્યું છે કે, "હું અંધ બન્યો એટલે શું પ્રભુનું કામ અટકનાર છે? એવો અહંકાર મારે ના ખપે. તે પરમેશ્વરનું કામ કરવાને હજારો તૈયાર છે." વાત સાચી છે. આપણે ફકત નિમિત્ત છીએ.

જગતમાંની પરિસ્થિતિ, જગતમાંના અનેક પ્રવાહો,

અનેક શક્તિ, વિશ્વમાંની અનંત ગતિ આ બધું આપણને ભ્રમમાં નાખે છે. આપણા મનમાં હોય છે એવું થોડું જ થાય છે? જગતમાં જુદી જુદી ઇચ્છાઓનો, પ્રયત્નોનો, શક્તિનો પરસ્પર આઘાત–પ્રત્યાઘાત થઈને કાંઈ એક ફળ તૈયાર થાય છે. આપણે પોતાની રીતે પ્રયત્ન કરતા રહેવું. પરંતુ મનમાં દુ:ખી થવું ના જોઈએ. કરતો કરાવતો તો છેવટે વિશ્વંભર છે. એની વિશ્વાત્મક ગતિ અને શક્તિને જે કંઇ આકાર મળશે તે ખરો. તેને જેવું રૂપ જોઈતું હશે તેવું જ છેવટે આવશે.

આપણે નમ્રપણે નિમિત્તમાત્ર બનીને કર્તવ્ય કર્યે જઇએ. પ્રભુના હાથમાં આપણે સાધન બનીએ: પરંતુ ઇશ્વરના હાથમાં સાધન બનવું એ સહેલી વાત નથી. તે પરમ મહાન પ્રભુ આપણને વાપરે તે માટે આપણે આપણા જીવન નિર્મળ કરી રાખીએ. તેને સંયમરૂપી અગ્નિમાં નાખીને બરાબર તપાવીને કસોટી કાઢી રાખીએ. એકાદ મોટા માણસે આપણી પાસે ચપ્પુ માગ્યું તો તેને બરાબર ધાર છે કે નહિ તે આપણે જોઈએ છીએ. બૂઠું ચપ્પુ તેમના હાથમાં આપતાં આપણને શરમ આવશે. ગમે તે બીજાનું સારું ચપ્પુ લાવીને આપણે આપીએ છીએ. તે પ્રમાણે પ્રભુએ જો આપણું જીવન માગ્યું, તો તે નિર્મળ અને સતેજ હશે તો જ આપણે તેમની પાસે તે લઇ જઇ શકીશું.

એક ઈરાની કવિએ કહ્યું છે કે: "હે માટી, તું મારા ઓષ્ઠથી ચુંબન મેળવવા ઇચ્છે છે શું? તો પછી પ્યાલાનો

આકાર લઇને ભઠ્ઠીમાં તપીને આવ. તો તે પ્યાલો મારા ઓષ્ઠને સ્પર્શ કરી શકશે. હે લાકડાના કકડા, મારા સુંદર કેશકલાપને સ્પર્શ કરવાનું તને મન થાય છે કે ? તો તારી પોતાની જાત ઉપર કરવત ફેરવાવ. કપાવા દે. કાપા પડાવી લે. તું કાંસકી બન. પછી તે મારા વાળમાં ફરશે, વાળ સાથે રમશે. ”

ત્યાગથી, તપસ્યાથી મૂલ્ય વધે છે. આપણે આમળાંને ટાંચીએ છીએ. ત્યાર પછી તેનો મુરબ્બો બને છે. પછી તે સુંદર કાચની બરણીમાં ભરાય છે. તેની કિંમત વધે છે. રસ્તા ઉપર પડેલું તે ભિખારચોર આમળું, પરંતુ તે શીકે જઈને બેસે છે. સારા ય જીવનમાં આ કાયદો નજરે પડશે.

ઈશ્વરના હાથમાં સાધન બની શકીએ એટલા માટે આપણે તપસ્યા કરવી જોઈએ. નિરહંકારી બનવું જોઈએ. અમારા તમારા જીવનની બંસરીમાંથી પ્રભુ, સંગીત નિર્માણ કરે એવું લાગતું હોય તો આ જીવનની બંસરીને અંદર અને બહાર, પોલી બનાવી દો. તો જ પરમેશ્વરનો પવન એમાં ફૂંકવામાં આવશે, સંગીત નીકળશે. પરંતુ જો આપણા અહંકારથી, આપણી ક્ષુદ્ર વાસના વિકારોથી આપણા જીવનની બંસરી ભરી ગએલી હશે, એ બંસરી પોલી ન હોતાં ભરેલી હશે, તો પ્રભુ એમાં શી રીતે પવન ફૂંકી શકશે ? સંગીત શી રીતે નીકળશે ?

“ तुझ्या करांतील बनून पावा
कृतार्थ हा जन्म मदीय व्हावा ”

આમ જેને પ્રભુ પાસે કહેવાનું છે તેણે પોતાના જીવનની બંસરી પોલી કરીને રાખવી. નમ્રતા સિવાય કંઈ જ નથી. નમ્રતા એ જ્ઞાનનો આરંભ. નમ્રતા નહિ હોય તો જીવન વધનાર નથી. સમર્થે એક જગ્યાએ કહ્યું છે:

" नेणतेपण सोडूं नये "

આપણે અજ્ઞાની છીએ એ ભાવના કદાપિ છોડવી નહિ. વાવમાં અપરંપાર પાણી હોય છે. પરંતુ વાવમાં મૂકેલી ગાગર જો વાંકી વળશે નહિ તો તે પાણી તેમાં શી રીતે પેસશે ? અહંકારથી જો તે નાચ્યા જ કરે તો તે ખાલી રહેશે. પ્રભુનું સંગીત સારાય વિશ્વમાં ભરેલું છે. તે આપણા જીવનમાંથી ય પ્રગટ થશે, પરંતુ આપણે વાંકા વળીશું તો. વિનમ્ર બનીશું તો. તેના હાથમાં આપણે નિમિત્ત માત્ર સાધન છીએ એવી ભાવનાથી વર્તીએ તો. અહંકારનો પવન લાગવા ન દઈએ ત્યારે. એમ કરીશું તો આપણું ય જીવન કૃતાર્થ બનશે.

## અધ્યાય બારમો

સાતમા અધ્યાયથી આપણે બારમા અધ્યાય સુધી આવ્યા. ભક્તિની ચર્ચાનો આ છેવટનો અધ્યાય. આ નાનકડો વીસ શ્લોકનો અધ્યાય અત્યન્ત મધુર છે. અતિ પવિત્ર એવો આ અધ્યાય છે. કર્મવીર મહર્ષિ અણ્ણા સાહેબ કર્વેએ પોતાના આત્મચરિત્રમાં લખેલું છે કે પોતે આ બારમા અધ્યાયમાંના શ્લોક રોજ ગણગણતા હતા. આ અધ્યાય સહુએ મોઢે કરવો જોઇએ, બોલવો જોઇએ. જીવન ઉપર તેનું પરિણામ થયા સિવાય રહેશે નહિ.

આ બારમા અધ્યાયમાં અર્જુને એક પ્રશ્ન પૂછયો છે. પાંચમા અધ્યાયમાં જેમ સંન્યાસી શ્રેષ્ઠ કે કર્મયોગી શ્રેષ્ઠ એમ પ્રશ્ન છે તે પ્રમાણે અહીં નિર્ગુણનો ઉપાસક તને અધિક પ્રિય છે કે સગુણનો ઉપાસક તને વધુ ગમે છે, એવો પ્રશ્ન છે. ત્યાં પાંચમા અધ્યાયમાં ભગવાને ઉત્તર આપ્યો હતો કે, “હે અર્જુન, અરે સંન્યાસી અને કર્મયોગી એ બન્ને સરખા જ છે. એમાં દ્વૈત જોવું, ફરક જોવો એ મૂર્ખાઈ છે. પરંતુ એનો જ જો વિચાર કરવો હોય તો

કર્મયોગ સમજવામાં જરા સહેલો એટલે તે વિશેષ, એમ કહેવું પડે." આ ઉત્તર જેવો ત્યાં આપવામાં આવ્યો છે, તેવો જ ઉત્તર અહીંયાં છે. સગુણ ભક્ત તને ગમે છે કે નિર્ગુણ? પ્રભુ આ પ્રશ્નનો શો ઉત્તર આપે? એક માતાને બે દીકરા છે. એક સારો કમાઉ છે. માતાથી દૂર રહે છે અને બીજો છે તે માને ક્ષણભર છોડી શકતો નથી. તે માતાને જો તમે પૂછ્યું હોય કે "માજી, આ બન્ને દીકરામાંથી તને વધારે કયો ગમે છે?" તો તે માતા શું ઉત્તર આપશે? તે કહેશે, "બન્ને મને સરખા જ પ્રિય છે. પરંતુ આ નાનો છે ને, તેને મારા સિવાય ચેન પડતું નથી, બધો જ વખત પાસે ને પાસે જ હોય છે. મારા પગ આગળ અથડાયા કરે છે. પરંતુ બન્ને મને પ્રિય જ છે."

જીવનમાં સગુણ અને નિર્ગુણ એમ બન્નેનો અનુભવ થવો જોઇએ. તો જ જીવનમાં પૂર્ણતા આવશે. આપણે સહુ, પ્રથમ સગુણ પૂજક હોઈએ છીએ. બુદ્ધ ધર્મમાં ત્રણ વાતો કહી છે:

१. बुद्धं शरणं गच्छामि ।
२. संघं शरणं गच्छामि ।
३. धर्मं शरणं गच्छामि ।

આપણે પ્રથમ, કોઇ એક મહાત્માની આસપાસ ભેગા મળીએ છીએ. ભગવાન બુદ્ધ જેવી કોઈ મહાન વિભૂતિ પેદા થાય કે તે મૂર્તિની આસપાસ આપણે નાચવા માંડીએ છીએ. લોકમાન્ય તિલક હતા, તેમની ચારે ય બાજુ લાખો

ઊભા રહ્યા. મહાત્માજી આવ્યા, લાખો તેમની ચારે બાજુ જમા થયા. કોઈની પણ મૂર્તિ આંખો આગળ જોઈએ. બુદ્ધની લ્યો, લોકમાન્યની લ્યો, મહાત્માજીની લ્યો. તે મૂર્તિ સામે આપણે ઊભા રહીએ છીએ અને પ્રકાશ મેળવીએ છીએ. પરંતુ દેહ તો પડવાનો છે. બધી ય મૂર્તિઓ, બધાય આકાર ભાગવાના છે, માટીમાં મળવાના છે. મૂર્તિ ભાગી ગઈ એટલે શું રડતા બેસવાના? સમર્થ સ્વામી રામદાસના પ્રાણોત્ક્રમણની વેળા નજદીક આવી. બધાય શિષ્યો રડવા લાગ્યા, ત્યારે સમર્થ બોલ્યા, "આ જ શીખ્યા કે? અરે મારી આ પાર્થિવ મૂર્તિનો લોપ થયો તો પણ ચિન્મય મૂર્તિ છે. દાસબોધ સ્વરૂપે હું જ છું."

આપણે મંગલમૂર્તિની પ્રતિમા લાવીએ છીએ. તેનો ઉત્સવ કરીએ છીએ. તે પ્રતિમાની પૂજા કરીએ છીએ. પરંતુ છેવટે તે મૂર્તિ ડુબાડી દેવાની હોય છે. સગુણમાંથી નિર્ગુણ તરફ જવાનું હોય છે. "बुद्धं शरणं गच्छामि" આ પગથીએ થઈને આપણે "संघं शरणं गच्छामि" એ પગથીઆ ઉપર આવીએ છીએ. બુદ્ધ નિર્વાણ પામ્યા. પછી શું? પછી બુદ્ધના મતના જે જે હોય તે એકઠા મળે છે. પોતાનો સંઘ સ્થાપે છે. જાણે કે સામુદાયિક મૂર્તિ બનાવે છે. આ સંઘને આધારે રહેવા માગે છે. સંઘ પણ ક્યાં ટકેલા જોવા મળે છે? બધીય સંસ્થાઓ અને બધાય સંઘ નાશવંત જ છે. આજે છે ને કાલે નથી એવી રીત છે. એટલે છેવટે "धर्मं शरणं गच्छामि" એ પગથીએ આવવું પડે છે. ભગવાન બુદ્ધની જે શિખામણ તેને આપણે હૃદયમાં સ્થાન

આપીએ છીએ. વિચારોની મૂર્તિને આપણે નિર્માણ કરીએ છીએ. ધ્યેયની મૂર્તિ આપણે બનાવીએ છીએ, અને તે ધ્યેયની ઉપાસના કરનાર પણ આપણે બનીએ છીએ. મૂર્તિ જાય છે પણ ધ્યેય અમર છે. વ્યક્તિ જાય છે, તત્ત્વ ટકે છે. મહાત્માજીએ કરાંચી કૉંગ્રેસ વખતે કહેલું કે, "ગાંધી જશે. આ મારાં મૂઠીભર હાડકાં સહેજમાં કચરી નાખી શકાશે. પરંતુ જે તત્ત્વની હું નમ્રપણે ઉપાસના કરી રહ્યો છું, તે તત્ત્વ મરનાર નથી."

"तत्त्वाचा वंदा जीव
व्यक्तीला कोण विचारी"

આ રીતે જો આપણે પ્રથમ મૂર્તિપૂજક હતા તો પણ છેવટે ધ્યેયપૂજક બનવું જોઈએ. તે ધ્યેય ભગવાનને

"जेथें जातों तेथें तूं माझा सांगाती"

એમ આપણે સદાય કહેવું જોઇએ.

સગુણમાંથી નિર્ગુણ તરફ ન જોઈએ તો જીવન દુબળું બનશે. જે વ્યકિતની ચારે ય બાજુ આપણે જમા થયા, તે વ્યકિત અંતર્ધાન થતાં જ, જો તે વ્યકિતની ધ્યેયમૂર્તિ આપણે આપણી પાસે નિર્માણ કરી નહિ હોય તો આપણે પાંગળા બનીશું. સગુણ અને નિર્ગુણ એ બન્નેથી વિકાસ થાય છે. લક્ષ્મણ એ સગુણ ભકત છે. રામચંદ્રજી વનમાં જવાને નીસર્યા. ત્યારે લક્ષ્મણે કહ્યું: "હે રામ, તમારા સિવાય એક ક્ષણભર પણ હું જીવી શકનાર નથી. પાણી

વિના માછલી મરે એમ તમારા સિવાય હું મરીશ.” પરંતુ આવા આ સગુણોપાસક લક્ષ્મણને છેવટે રામનો વિયોગ સહન કરવો પડયો છે.

નારદ અને રામચંદ્રજી કાંઈ ખાનગી વાત કરતા હતા ત્યાં તે જઈ પહોંચે છે. આથી તેનો દંડ કરવો જોઈએ અને તે પ્રમાણે તેને દૂર કરવામાં આવે છે. નિર્ગુણનો અનુભવ મેળવવાનું તેના નશીબમાં આવ્યું. ભરત જાણે કે નિર્ગુણ ઉપાસક. પ્રત્યક્ષ રામચંદ્રજી જો કે પાસે ન હતા તો પણ તેમનું ધ્યાન ધરીને તે નંદીગ્રામમાં બાર વરસ રહ્યો. પરંતુ રામચંદ્રજીને ભેટીને પાછા વળતાં તેમની પાદુકા તો લેતો આવ્યો. એટલો આધાર તેને જોઈતો હતો. સગુણનો એટલો સ્નેહ તેને જરૂરી લાગ્યો.

ઘણીવાર એમ લાગે છે કે સગુણની પરાકાષ્ઠા એટલે જ નિર્ગુણ. સર્વત્ર જ પ્રભુરૂપ દેખાવા લાગે એટલે છેવટે આંખો મીંચીને આપણે શાંત બેસીએ છીએ. જાણે કે નિર્ગુણોપાસક બનીએ છીએ. સગુણોપાસક આમ શાન્ત બેસતો નથી. તે સમાજમાં બધે ય ફરે છે. તે કર્મયોગી હોય છે. સગુણ રૂપની સેવા કરવાને તે દોડે છે. વિશ્વરૂપની ઝંખનાને કોરે મૂકીને તે બે હાથવાળા નાનકડા પરમેશ્વરની સેવા કરવાને ઊભો રહે છે. અને એવી સેવા કરતાં કરતાં તે ઉત્તરોત્તર અધિક નિર્મળ બને છે. કેવળ જ્ઞાનરૂપ બને છે. બારમા અધ્યાયમાં ભકતનાં લક્ષણો વાંચો. સગુણ બ્રહ્મની ઉપાસના કરતાં કરતાં, આ આજુબાજુના પરમેશ્વરની કર્મમય

પૂજા કરતાં કરતાં તે લક્ષણો તેના શરીરમાં જણાય છે. તે પ્રેમમય બને છે. કેવળ નિરહંકારી. કોઈને પણ નકામો દુઃખ દેનારો નહિ. કોઈને કંટાળો આપનારો નહિ. હાથમાં સદાય સેવા. આંખોમાં પ્રેમ. આવો સગુણભક્ત એટલે સહુકોઈનો આધાર હોય છે. સર્વનો પ્રાણ બને છે.

ક્યારેક ક્ષણભર એકાન્તમાં બેસીને નિર્ગુણમાં ડૂબકી મારવી. ફરીથી સગુણનું ગળપણ ચાખવાને સંસારમાં સેવા કરતા રહેવું અને આ દ્વિવિધ આનંદ લૂંટવો. તાવીને જીવનને પરિપૂર્ણ બનાવવું.

## અધ્યાય તેરમો

તેરમા અધ્યાયથી ફરી એકવાર નવો ખંડ ઉઘાડવામાં આવ્યો છે. છઠ્ઠા અધ્યાયની આખર સુધી કર્મનો વિચાર કરવામાં આવ્યો હતો. બારમા અધ્યાયની સમાપ્તિ સુધી ભક્તિનો વિચાર હતો. તેરમાથી પંદરમાની સમાપ્તિ સુધી જ્ઞાનનો વિચાર છે.

જ્ઞાન એટલે શું ? જ્ઞાન એટલે સદ્ગુણ.

" अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् "+

વગેરે ગુણોની યાદી ભગવાન આપે છે અને છેવટે કહે છે :

" एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा "*

એ ગુણ એટલે જ જ્ઞાન. જ્ઞાન એટલે પંડિતાઈ નહિ. જ્ઞાન એટલે પુસ્તકીયા વિદ્યા નહિ. આપણને આ શરીર મળેલું છે. આ પ્રભુનું દીધેલું ખેતર. બહારનાં ખેતર બેતર મળશે ત્યારે મળશે. પરંતુ આ સાડાત્રણ હાથનું ખેતર

---

\+ " નિરભિમાનિતા, અહિંસા, ને અદંભ, આર્જવ, ક્ષમા " ૧૩—૭

* " એ કહેવાય છે જ્ઞાન, તેથી અજ્ઞાન ઊલટું. " ૧૩—૧૧

દરેકને મળેલું જ છે. બહારના ખેતરમાં જે પ્રમાણે આપણે અનાજ પકવીએ છીએ, તે પ્રમાણે આ જીવનની ખેતીમાંથી આપણે સદ્દગુણોનો પાક ઉતારવાનો છે.

ભગવાન બુદ્ધ એક વેળા ભિક્ષા માગતા એક શ્રીમંત ખેડુતના આંગણામાં આવીને ઊભા રહ્યા. તેમણે પોતાનું ભિક્ષાપાત્ર આગળ ધર્યું. તે ખેડૂતે કહ્યું: "આવી ભીખ શાને માગો છો? મારા જેવા ખેડૂત બનો. આ જુઓ, સોના સરખા અનાજનો અહીં ઢગલો પડયો છે." ભગવાન બોલ્યા: "ભાઇ, હું પણ એક ખેડૂત જ છું."

"શું, તમે ખેડૂત છો? કયાં છે તમારું ખેતર? કયાં છે હળ? કયાં છે બળદ? શાની ખેતી કરો છો?"

"મારું હૃદય એ મારું ખેતર. ત્યાં વિવેકરૂપી હળ જોડું છું. સર્વ વાસના વિકારોરૂપી ઘાસ ઉખેડી નાખું છું. પ્રેમની, સત્ય–અહિંસાની અપરંપાર ખેતી કરું છું."

આવી દેવઘરની ખેતી આપણે કરવાની છે. દેહના આ સાધનવડે એ સદ્દગુણોને શરીરમાં લાવવાના છે. પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની કાર્લાઇલ એક જગ્યાએ કહે છે: "માણસો એ ગીધ જેવા છે. જરાક કંઈક કર્યું કે તેમને ફળ જોઈએ જ છે. મોંબદલો જોઈએ છે. પરંતુ ઈશ્વરે તો સૌ પહેલાં આ દેહ આપેલો છે. બુદ્ધિ આપી છે. હૃદય આપ્યું છે. આ જે અમોલી ભેટ પહેલી જ મળેલી છે, તે માટે કૃતજ્ઞ રહીને આપણે સદાય સેવા કરવી જોઇએ. નજરે પડેલા કાંટાને દૂર કરવો. પ્રભુએ જે સૌ પહેલાં આપેલું છે તેમાંથી ઋણમુકત થવાને આપણે સત્કર્મ કરતાં જ રહેવું એ જ આપણને શોભે."

પરંતુ એ સદ્‌ગુણ એકદમ આવે છે એમ નથી. એકેક ગુણ શરીરમાં ઊતરે એટલા માટે બુદ્ધદેવે સેંકડો જન્મ લીધા. આપણા અંતઃકરણમાં પ્રભુનો અવાજ રહેલો છે. "ભાઈ, આ કર, આ સારું છે. પેલું ખરાબ છે. તે ના કરીશ." એવું કોઇ એક અંતર્યામી અંદરથી હળવેથી કહે છે. પરંતુ તે મંજુલ વાણી જાણે આપણને સંભળાતી નથી. તે અંતર્યામી આપણા ઉપર કશું ય લાદતો નથી. તે મારીમચરડીને કાંઈ કરાવતા નથી. તે હળવે જ કહેશે. સાંભળ્યું તો ઠીક નહિ તો પછી આશાની મીટ માંડી વાટ જોતો બેસશે.

પરમેશ્વરના જેવો આશાવંત કોણ છે ? માણસને જન્મ્યાં હજારો વર્ષો થયાં. તો પણ હજી તે માંકડાની જેમ વર્તે છે ! વરુ ને વાઘના જેવો તે લોહી તરસ્યો રહ્યો છે. માબાપનો એકાદ દીકરો જરા બગડયો તો તેમને દુઃખ થાય છે. તો પછી જે પ્રભુનાં કરોડો બાળકો આજે હજારો વરસોથી બગડી રહ્યાં છે, તે પ્રભુએ કેટલા નિરાશ થવું જોઈએ ? પ્રખ્યાત અંગ્રેજ નાટકકાર બર્નાર્ડ શૉએ એક જગ્યાએ કહ્યું છે કે, "માણસને નિર્માણ કરવાનો પોતાનો પ્રયોગ બગડયો એમ સમજીને આ સારી માનવજાતને એક દિવસે પ્રભુ ભૂંસી નાખશે !" આપણને નિરાશાને લઈને એમ લાગે પણ પ્રભુને તેમ લાગતું નથી. તેની આશા અમર છે. તેનો પ્રેમ કમી થયો નથી. તેના તારા, તેનો પવન, તેનો મેઘ, તેનાં ફળફૂલ, એ સહુએ આપણે માટે સદાય ઊભાં છે.

માણસનો પ્રેમ સામાને ગુલામ બનાવે છે. માબાપ, દીકરાને પ્રેમથી ઉછેરે છે. પરંતુ તેમના કહેવા પ્રમાણે દીકરો ન

વર્તે તો તેમને ખરાબ લાગે છે. "તને આટલા સારુ ઉછેરીને મોટો કર્યો એમ?" એમ તે પૂછે છે. પરમેશ્વર ક્યારે ય પૂછતા નથી. તે અનંત હાથ આપે છે. એક દિવસ આ માનવપ્રાણી મારી પાસે આવશે એવી તેને અનંત આશા છે.

તેરમા અધ્યાયમાં આ શ્લોક છે:

"**उपद्रष्टाऽनुमन्ता च भर्ता भोक्ता महेश्वरः**"+

પ્રભુ પ્રથમ સાક્ષીરૂપે હોય છે. તે પાસે ઊભા રહીને તમારા તરફ જુએ છે. બોલતો નથી. તમારું ક્યારે ય પણ તેના તરફ લક્ષ્ય જશે એ આશાએ તે ઊભો હોય છે. ક્યારેક ધીરેથી બોલે તો પણ તે આપણને સંભળાતું નથી. પરંતુ જગતના અનુભવે કરીને આપણે જરા અંતર્મુખ બનીએ છીએ. જીવન સારી રીતે જીવવું જોઈએ એમ મનમાં થાય છે. જીવનમાં વિવેક આવે છે. આમ કરવું, આવો નિશ્ચય કરીએ છીએ આજથી આજ ધ્યેય, એવી એવી યોજના આપણે કરવા માંડીએ છીએ. તે અંતર્યામીને આનંદ થાય છે. તે હળવેથી જ સંમતિ આપે છે. અનુમતિ આપે છે. "બેટા, આમ જ વર્તજે હો. સરસ છે તારો નિશ્ચય. તે ટકો." આમ તે સાક્ષીરૂપે કહે છે. સાક્ષીરૂપે હવે ફક્ત દૂરથી જોનારો ન રહેતાં તે પાસે આવે છે. બરડો થાબડે છે—શાબાશી આપે છે. તે અનુમંતા બને છે. આપણે આગળ વધતા જઈએ છીએ. સંકટમાં ક્યાંકથી પણ આધાર મળી રહે છે. અંધકારમાંથી પ્રકાશ મળે છે. લાગે

---

+ "સાક્ષીમાત્ર, અનુજ્ઞાતા, ભર્તા, ભોક્તા, મહેશ્વર" ૧૩–૨૨

છે કે પ્રભુ જ મદદ કરી રહ્યા છે....તે જ ભર્તા. તે જ આધાર. તે અંતર્યામી વિષે અપરંપાર ભક્તિપ્રેમ થાય છે. સર્વ અહંકાર ગળી જાય છે અને આપણે કહીએ છીએ કે, "ભગવાન્, તારો જ આધાર છે. તેં જ પ્રકાશ આપ્યો. તેં જ સંભાળ્યો. તેં જ મને તાર્યો. મારા હાથે જે કંઈ બન્યું હોય તે તારી જ કૃપાનું ફળ છે. જે કંઈ મારા હાથે બન્યું હોય તે તું જ લે. તું જ તેનો ભોક્તા બન. આ સચરાચરનો તું પાલક છે. તું જ મહેશ્વર. મારા હૃદયમાં બેસીને તેં જ મને હળવે હળવે સન્માર્ગ ઉપર આણ્યો. તારી જ એ કૃપા."

આવા ઉદ્દગાર આપણા મોંમાંથી નીકળી પડે છે. વૃત્તિ નિરહંકારી બને છે. અને જીવનરૂપી ખેતરમાંથી આપણે સદ્દગુણરૂપી પાક ઉતારીએ છીયે. એક ગુણ આવ્યો કે તેની પાછળ પાછળ બીજો આવે છે, અને એમ સદ્દગુણરૂપી સંપત્તિ વધતી જાય છે. જીવનમાં જ્ઞાનની પ્રભા પ્રકાશે છે. કર્મ સુંદર અને નિર્મળ બનવા લાગે છે. જીવનનું એ જ સાફલ્ય. જન્મીને બીજું શું મેળવવાનું છે?



## અધ્યાય ચૌદમો

તેરમા અધ્યાયમાં સદ્‌ગુણુની ખેતી કરવી એમ ભગવાને કહ્યું. એ સદ્‌ગુણુ એટલે જ જ્ઞાન, એવી જ્ઞાનની વ્યાખ્યા કરી. પરંતુ આ ચૌદમા અધ્યાયમાં એનો વધુ પડતો ફોડ પાડયો છે. વધુ ખુલાસો કર્યો છે.

આ જગતમાં સર્વત્ર સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનો પસારો છે. આપણે આ ત્રણ ગુણોના પાશથી જકડાએલા છીએ. આ ત્રિગુણાત્મક માયા આપણને અંદર ને બહારથી વીંટળાએલી છે. આ માયાનાં બંધન શી રીતે તોડવાં? આ બંધનમાંથી શી રીતે છૂટા થવું?

આ ત્રણ ગુણોમાંથી જે તમોગુણ છે તેનો એકદમ નાશ કરવો રહ્યો. તમોગુણ એટલે આળસ. તમોગુણ એટલે અનવધાનતા. આપણા દેશમાં આ તમોગુણનું સામ્રાજ્ય ખૂબ જ છે. એકાદ વાત કરવાની કરીએ છીએ અને નિ:સંકોચપણે તે ભૂલી ગયો એમ કહીએ છીએ! આ વિસ્મૃતિનો જે રોગ છે તે તમોગુણમાંથી જન્મે છે. ભૂલવું એ મનનું આળસ છે, 'મૉડર્ન રિવ્યુ' માટે લેખ લખવાનું મહાત્માજીએ એક વખત કબૂલ કર્યું હતું. ૧૯૩૦ ની સાલની અમર

દાંડીકૂચ શરૂ થએલી હતી. મહાત્માજીને કામમાંથી ઘડીની ય નવરાશ ન હતી. લેખ લખવાની યાદ તેમને રોજ આવતી. તે કહેતા કે, "લેખ લખવાનો રહી ગયો." છેવટે એક વખત, સમય કાઢીને તેમણે લેખ લખ્યો. આ લેખની એવી ગમ્મત થઈ કે ભૂલથી તે કચરાની ટોપલીમાં ગયો ! 'મૉડર્ન રિવ્યુ' ના સંપાદકનો ફરીથી પત્ર આવ્યો કે "લેખ મોકલાવશો." મહાત્માજીનો ઉત્તર ગયો કે લેખ કયારનો ય મોકલ્યો છે. પછી ત્યાં શોધવા લાગ્યા. છેવટે તે નાનકડો લેખ મળ્યો.

મહાત્માજી આવા દક્ષ છે. બેલગાંવ કૉંગ્રેસ વખતે ત્યાં જ રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ પણ થઈ હતી. મહાત્માજી ત્યાં હતા. એક ઠરાવ વાંચી સંભળાવવામાં આવ્યો. ત્યાં ભેગા મળેલા પ્રતિનિધિઓ પૈકી એક પ્રતિનિધિએ કહ્યું: "મારું જરા ધ્યાન ન હતું. ઠરાવ ફરીથી વાંચી સંભળાવશો." તરત જ મહાત્માજીએ કહ્યું: "તમારે વધારે ધ્યાન આપવું જોઈતું હતું."

સાવધાનતા, દક્ષતા, બરાબર કાળજીપૂર્વક કામ કરવું, એ સહુનો સત્ત્વ ગુણમાં સમાવેશ થાય છે. વિનોબાજીએ એક વખત કહેલું: "મહાત્માજીએ હિન્દુ—મુસ્લીમની એકતાને માટે, દિલ્હીમાં એકવીસ દિવસના ઉપવાસ કર્યા. તે વખતે ત્યાં સર્વધર્મપરિષદ ભરી હતી. સવારે નવ વાગ્યાનો સમય હતો. પરંતુ નવ વાગતાં મંડપમાં ફક્ત બે જ માણસો હતાં ! એની બિસેંટ અને હું." આપણે ગમે તેમ કચરાની જેમ વર્તવાની ટેવ પડેલી છે. બોઘડપણું એ સાધુતા નથી.

એક પાઈની ભૂલ આવતી હતી તેથી એકનાથે આખી રાતનો ઉજાગરો કર્યો. આળસ એ ભયંકર શત્રુ છે.

" आळस उदास नागवणा "+

એમ સમર્થે કહેલું છે. આળસે કરીને સારાય જીવનની માટી થઇ જાય છે. આળસ, ઊંઘ, અનવધાનતા, ભય વગેરે સહુ તમોગુણના જ પ્રકાર છે. જેને મોક્ષાર્થી બનવું છે, તેણે તમોગુણને જીતવો રહ્યો. તમોગુણને દૂર કરવો જોઇએ.

અને રજોગુણ એટલે શું ? રજોગુણ એટલે સુખોપભોગને માટે દોડધામ. કુંભકર્ણ ઊંઘ્યા જ કરતો હોય ત્યારે રાવણ જેવો સામ્રાજ્ય વધારતો હોય ! એક મૂર્તિમંત તમોગુણ ત્યારે બીજો મૂર્તિમંત રજોગુણ ! રજોગુણ એટલે વાંઝણી હિલચાલ. નકામો વલવલાટ અને નકામી ધમપછાડ. જે વસ્તુનો જીવનના વિકાસ સાથે સંબંધ નથી એવી ફાલતુ વાત કરવી તે. આપણે આપણી કેટલીય શકિત નકામી વેડફીએ છીએ. વાસ્તવિક રીતે એ બધી શકિત ધ્યેયને માટે ખર્ચવી જોઈએ. જે પ્રમાણે સૂર્યનાં કિરણોને કાચના ટૂકડા ઉપર કેન્દ્રીત કરીએ તો તેમાંથી તણખો પડે છે, તે પ્રમાણે આપણી બધી ય શકિતની જ્યોત આપણા ધ્યેય ઉપર પાડવી જોઈએ. પરંતુ આપણે શકિતને વેડફી નાખીએ છીએ. જેમકે ગપ્પાં જ મારીએ, ખાવાની જ ચર્ચા કરીએ, સીનેમામાં જ ફકત એકતાન બનીએ, રંગબેરંગી ને જુદી જુદી જાતનાં કપડાં જ કરાવીએ, વાળ જ ઓળતા

+ આળસ એ ભયંકર લૂંટારો છે.

રહીએ. સ્ત્રીઓ નાક ને કાનને વીંધાવે છે. નાકમાં ચૂની પહેરે છે. કાને મોતી પહેરે છે. આ દેહની જાણે કે ઘરેણાં મૂકવાની પેટી ન બનાવતાં હોય! આ સહુનો શો ઉપયોગ? આનાથી શું જીવન સમૃદ્ધ બને છે? મનનો, હૃદયનો વિકાસ થાય છે?

કોઈ વિમાનમાં બેસીને પંખી બનવાના કોડ સેવે છે. કોઇ જળડૂબકીમાં બેસીને માછલી બનવાના કોડ સેવે છે. માણુસના આકારમાં રહીને પશુપંખી હોવાના કોડ જાણે કે તેને થાય છે! આ બધી ઇચ્છાઓ શાને માટે? આનો અર્થ વિમાનની શોધ ના કરવી એવો નથી. દુકાળવાળા પ્રદેશમાં અનાજ મોકલવાને માટે વિમાન આણો. જેનાથી જીવનમાં સુંદરતા, શિવતા લાવી શકાય તે વસ્તુઓ બનાવો. પરંતુ નકામો પહોળો પથારો શા કામનો?

સમાજ ઉપયોગી કામો થઇ શકે એટલા સારુ દેહની સંભાળ લેવી જોઈએ. અન્નવસ્ત્ર વગેરે જરૂરી ચીજો મળવી જ જોઇએ. પણ જે વાતથી આપણે ઉન્નત ના થઈએ અને કદાચ પડીએ એવો સંભવ હોય એને શા સારુ કરવી? ખાતા જ બેઠા, રમતા જ રહ્યા, ચિરૂટ પીતા જ બેઠા, પાનસોપારી ગલોફાંમાં ભરતા જ બેઠા, બસ ગાતા જ બેઠા ને હા, હા, હસતા જ રહ્યા, નખરાં કરતા જ બેઠા, એકધારા લડતા જ રહ્યા, બસ ચાલુ ધમાલ! આવું જીવન એ ભયંકર છે. તમોગુણી જીવન જીવવાથી આપણે પથ્થર થઈને પડીએ છીએ, અને રજોગુણી જીવનથી ક્યારેક પતંગિયાં તો ક્યારેક વરુ—વાઘ જેવા આગળે બનીએ છીએ.

ફક્ત શારીરિક સુખોપભોગની આશા રાખી તો ફસાવાના, મરવાના, નાશ પામવાના.

સેવાનાં વિશાળ કામ પડેલાં છે. રાષ્ટ્રની રચનાનાં અનેક કામ છે. મહાત્માજી જુદા જુદા પ્રકારની સેવા કરવાને માટે તમને બોલાવે છે. ક્રાઇસ્ટે એક વખત કહ્યું હતું કે, "અરે, માછીમાર માછલાં પકડે છે, પરંતુ હું માણસોને પકડું છું. તેમને ગાંડા બનાવી મૂકું છું. તેમને નવા નાદે લગાડું છું." એ જ પ્રમાણે મહાત્માજી માણસો પકડવા ઊભા છે. એક કે બીજા સંબંધથી તે તમને શબ્દ કાર્ય તરફ ખેંચવા મથી રહ્યા છે." ખાદી પસંદ ના હોય તો ગૌસેવા ઉપાડો, નહિ તો રાષ્ટ્રભાષા પ્રચાર લ્યો; ગ્રામોદ્યોગ અપનાવો, મધમાખીનો ઉછેર લ્યો, હરિજનસેવા ઉપાડો, હિન્દુ–મુસલમાનોનો પ્રશ્ન હાથમાં લ્યો, સફાઈકામ લ્યો, આરોગ્યનું નિર્માણ કરો, વ્યાયામશાળા કાઢો, ગમે તે કામ હાથમાં લ્યો." આમ જાણે તે મહાપુરુષ કરી રહ્યા છે. સર્વ કર્મક્ષેત્રો બતાવે છે. આ રાષ્ટ્રીય ઉદ્યોગોની જાળમાં તમને પકડવા ઇચ્છે છે, પરંતુ તમારો અને અમારો સમય નકામો ખર્ચાઈ રહ્યો છે. જીવન એ કર્તવ્યકર્મ કરવાને માટે છે. આયુષ્ય એ પ્રભુની થાપણ છે. સારાય આયુષ્યની તપાસ કરવા દેવી પડશે. આપણે આપણી શારીરિક, માનસિક, બૌદ્ધિક શકિતનો વ્યય શી રીતે કર્યો, શામાં કર્યો, તેનો હિસાબ આપવો પડશે. એ આપી શકાશે ખરો ?

જીવન એ પરમ પુરુષાર્થ માટે છે. પરમ પુરુષાર્થ પ્રાપ્ત કરવાને માટે આપણે પોતાની સર્વ શકિત ગમે ત્યાં

બીજે ન વેડફી દેતાં જરા બરાબર વાપરીએ તો પણ અધૂરી જ પડવાની છે. છેવટે પ્રભુને શરણે જઈને તેની કરુણા યાચવી પડે છે. છેવટે પ્રાર્થનાના બળને મદદમાં લેવું પડે છે. આવી જ્યાં પરિસ્થિતિ છે, ત્યાં આપણે પોતાની શક્તિ ગપ્પાં જેવી ક્ષુદ્ર વાતોમાં શા માટે ખર્ચવી જોઈએ?

સ્વામી વિવેકાનંદ જ્યારે નકામી વાતો કરતા ત્યારે શ્રી રામકૃષ્ણ પરમહંસ ક્રોધે ભરાતા અને કહેતા: "તું પણ શું ક્ષુદ્ર વાતો કરતો બેઠો છે?" વિવેકાનંદે સારી ય શક્તિનો સંચય કર્યો. બ્રહ્મચારી રહ્યા. તેમને માટે અગમ્ય એવું કાંઈ પણ હતું નહિ. એક વખતે તે જર્મન પંડિત ડાયસનને મળવા ગયેલા. ત્યાં એક પુસ્તક હતું. વિવેકાનંદે તેને એકદમ ફેરવી જોયું. પછી ડાયસન સાથે વાતચીત કરતાં તેઓ, તે પુસ્તકના ઉતારા કહેવા લાગ્યા. ડાયસન તો ચકિત થઈ ગયા. તેમણે પૂછ્યું કે, "આ પુસ્તક તમે વાંચ્યું ક્યારે?" વિવેકાનંદે કહ્યું: "થોડી વાર ઉપર જ." "એટલામાં તે શી રીતે વાંચી નાખ્યું?" "હું પરિચ્છેદ પરિચ્છેદ વાંચું છું." વિવેકાનંદ પેરેગ્રાફ ઉપર વાંચતા. નાનું બાળક એક એક અક્ષર વાંચે છે. આપણી નજરમાં આખીય લીટી એકદમ સમાઈ જાય છે. પરંતુ વિવેકાનંદની આંખો આખો ય પેરેગ્રાફ એકદમ વાંચી શકતો. એ શક્તિ આવી ક્યાંથી? મનની એકાગ્રતામાંથી. બ્રહ્મચર્યમાંથી. તેમણે પોતાની શક્તિનો પ્રચંડ સંચય કરી મૂક્યો હતો.

લોકમાન્ય ઉપર કેટલાં સંકટો, કેવડો લાંબો કારાગૃહ-વાસ! ડો. ભાંડારકરે એક વેળા કહ્યું હતું કે, "લોકમાન્ય ઉપર

જે સંકટો આવ્યાં તે જો મારા ઉપર પડયાં હોત તો હું કયારનોય ચગદાઈ ગયો હોત." લોકમાન્યને એ શક્તિ મળી કયાંથી ? તેમના સંયમમાંથી. એક બેન અરજી લખાવવા તેમની પાસે આવી. પણ માથું ઊંચું કરીને તેમણે તેના મોં સામું જોયું નહિ. એટલે નેવિન્સન નામના પત્રકારે લખ્યું છે કે, "લોકમાન્યની આંખોમાં જેવી તેજસ્વિતા હતી તેવી મેં કોઇનીય આંખોમાં જોઇ નથી." એ તેજસ્વિતા આવી કયાંથી ? નકામા પથારામાં અને સુખોપભોગમાં તેમણે પોતાની શક્તિનો ખર્ચ કર્યો ન હતો.

મહાત્માજીએ પોતાના જીવનના છત્રીસમા વરસથી બ્રહ્મચર્ય પાળ્યું છે. તેની અગાઉથી જ તેમની તાલાવેલી શરુ હતી. એક વખત મહાત્માજી સિલોન ગયેલા. સાથે સ્વ. કસ્તુરબા હતાં. તેમની ઓળખાણ આપનારે સભામાં કહ્યું કે, "આજે મહાત્મા ગાંધી પધાર્યા છે. એમની સાથે એમનાં 'માતુશ્રી' કસ્તુરબા પણ છે." પછી ભાષણ કરતાં મહાત્માજીએ કહ્યું: "મારી ઓળખ આપનાર મિત્ર જરા ભૂલ્યા છે. કસ્તુરબા મારી પત્ની છે. પરંતુ એટલું ખરું કે આજે કેટલાંક વરસોથી હું તેના તરફ માતાની નજરે જોતો આવ્યો છું." આટલી વૃદ્ધ ઉંમરે મહાત્માજી રાષ્ટ્રનો પ્રચંડ બોજો કયી શક્તિના બળે ઉઠાવી રહ્યા છે તે લક્ષ્યમાં લ્યો.

રજોગુણમાં બૂડશો તો ધ્યેયને માટે શક્તિ બચનાર નથી. એટલે આ રજોગુણને જીતી લ્યો. વાસના વિકારોના વેગને થંભાવો. સર્વત્ર ( ગુરાપ્રમાણે ) ની જેમ દોડનારું

મન છે તેને ખેંચી રાખો અને બધું ય લક્ષ્ય સત્ત્વગુણ તરફ આપો.

પરંતુ સત્ત્વગુણને પણ જીતવો જોઇએ. તમોગુણ અને રજોગુણનો તો સંપૂર્ણપણે નાશ જ કરવો રહ્યો. સત્ત્વગુણનું તેમ ન કરવું જોઇએ. જેમ પોલિસને, કેદીની કમરની નીચે ગોળી મારીને ઘાયલ કરવાનો અધિકાર હોય છે તે પ્રમાણે સત્ત્વગુણનો અહંકાર થવા દેવો ના જોઇએ. સાત્વિક ક્રિયાઓની, સમાજને પોતાને માટે સદાય જરૂરિયાત છે. પરંતુ એ સાત્વિક કર્મો આપણા હાથે સહજ રીતે બને એમ કરવું જોઇએ. આપણું નાક રાત ને દિવસ શ્વાસોચ્છ્વાસ લે છે. તેને શું આપણે વખાણીએ છીએ ? તેનો આપણે આભાર માનીએ છીએ ? શ્વાસોચ્છવાસ લેવો એ નાકનો સહજ ધર્મ છે. શાળા છૂટે ને બાળકો આપોઆપ ઘર તરફ વળે છે. તેમના પગનો તે સહજ ધર્મ બનેલો હોય છે. અંધારાને દૂર કરવું એ સૂર્યનો સહજ ધર્મ. તે તો કહેશે કે હું અંધારું દૂર ના કરું, તો કરું શું ? એ જ પ્રમાણે સત્કાર્ય એ સહજ ધર્મ બનવું જોઇએ. એટલે પછી તેનો અહંકાર થશે નહિ. બીજાઓની સેવા કરવાને સંત પુરુષો સહજ જ દોડી જાય છે. એમાં તેઓ કંઈ ખાસ કરે છે એવું તેમને લાગતું નથી.

સત્ત્વગુણને જીતવો એટલે તેના અહંકારને જીતવો. આ રીતે સત્તા સ્થાપન કરવાની. ત્રિગુણાતીત બનવાનું. ચોદમા અધ્યાયને છેડે ત્રિગુણાતીતનાં લક્ષણો આપેલાં છે. બીજા અધ્યાયને છેડે 'સ્થિતપ્રજ્ઞ' નાં લક્ષણો, બારમા

અધ્યાયમાં ભકતનાં લક્ષણો અને અહીં ચૌદમામાં ત્રિગુણા-તીતનાં લક્ષણો; એમ એ બધાં લક્ષણો એક જ છે. આનો અર્થ એ કે જે કર્મયોગી છે, જે ભકત છે, જે જ્ઞાની છે; તે બધા એક જ છે. કર્મ, ભકિત અને જ્ઞાન એ જાણે કે જુદાં જુદાં નથી.

દત્તાત્રેય એટલે મૂર્તિમંત જ્ઞાન. પરંતુ દત્તનો જન્મ કોનાથી થયો ? અત્રિ અને અનસૂયાથી જ્ઞાનસ્વરૂપ દત્તાત્રેય-નો જન્મ થયો. અ—ત્રિ એટલે ત્રિગુણાતીત ભાવ અને અનસૂયા એટલે નિર્મત્સર વૃત્તિ. એ બન્નેમાંથી જ્ઞાનનો જન્મ થવાનો.

ત્રિગુણાતીત બનવું એટલે દેહભાવ ગળી પડવો. નાળિયેરની અંદરનો ગોટો જેમ ખખડે છે તે જ પ્રમાણે આ દેહની આસકિતમાંથી આત્માને સંપૂર્ણપણે અલગ પાડવો. ક્રાઇસ્ટને ક્રોસ ઉપર ચઢાવતા હતા. ક્રાઇસ્ટે કહ્યું: “હે ભગવાન, શાને આ કષ્ટ ?” પરંતુ ફરીથી બોલ્યા કે, “તારી ઈચ્છા હો તે પ્રમાણે.” આ પ્રમાણે દેહની આ-સકિત જીતવી પડે છે. ત્રિગુણાતીત બનીને પ્રભુના હાથમાં એક સાધન બનીને રહેવાનું. આવું એ મહાન ધ્યેય છે. આ પરમ પુરુષાર્થ મેળવવાનો છે. તે માટે અવિરત પરિ-શ્રમ કરતા રહો.



## અધ્યાય પંદરમો

પંદરમા અધ્યાયને 'પુરુષોત્તમયોગ' કહે છે. આ અધ્યાય અત્યંત પવિત્ર મનાય છે. તેનો રોજ પાઠ કરવામાં આવે છે. આ અધ્યાયને આવડી પવિત્રતા શાથી? કારણ કે જીવનનું સંપૂર્ણ શાસ્ત્ર અહીં કહેવામાં આવ્યું છે.

આ અધ્યાયમાં ત્રણ પુરુષો કહ્યા છેઃ

૧. ક્ષરસૃષ્ટિ એ એક પુરુષ.

૨. શરીરમાં વસનાર જીવ એ બીજો પુરુષ.

૩. અને આ બન્ને પુરુષોને વ્યાપીને રહેનાર ત્રીજો પુરુષ—પુરુષોત્તમ.

ક્ષરસૃષ્ટિ એટલે આ નાશવંત સૃષ્ટિ. બદલનારી સૃષ્ટિ. નવાં નવાં રૂપ ધારણ કરનારી સૃષ્ટિ. ક્ષરતા એ સૃષ્ટિનું દૂષણ નહિ પણ જાણે કે ભૂષણ છે. સદાય બદલતું રહે તે સનાતન, "સનાતનો નિત્ય નૂતનઃ" આ ક્ષરસૃષ્ટિમાંથી આપણને સેવાનાં સાધનો મળે છે. એટલે એ ક્ષરસૃષ્ટિને પવિત્ર માનવાની. તેને ય પુરુષ એટલે જાણે કે એ ચૈત-

ન્યમય છે એમ માનવાનું. રોજ તેનાં તે જ ફૂલો હોત તો ભકતને પૂજાનો આનંદ ના આવત. એટલે જુદી જુદી ઋતુઓમાં જુદાં જુદાં પુષ્પો. ક્યારેક બકુલનાં ફૂલ, તો ક્યારેક પારિજાતકનાં, ક્યારેક કમળ ફૂલેલાં હોય તો ક્યારેક ગુલાબ–મોગરો. ક્ષરસૃષ્ટિનું આવું ભાગ્ય છે. સદાય પૂર્ણિમા હોત તો આપણે કંટાળ્યા જ હોત. પરંતુ ક્યારેક બીજની સુંદર ચંદ્રકોર હોય છે તો ક્યારેક આઠમનો ચંદ્ર તો ક્યારેક પૂર્ણિમાનો ને ક્યારેક અમાવાસ્યા. પૂર્ણિમાના ચંદ્રનું સંપૂર્ણ સામ્રાજ્ય, તો અમાવાસ્યાના તારાઓને સંપૂર્ણ સ્વાતંત્ર્ય. ચંદ્રની આ ક્ષરતા આનંદદાયક છે.

ક્યારેક છાંટા પડે છે તો ક્યારેક મુશળધાર વરસાદ. નદીનાળાં ભરેલાં હોય છે. ખળખળાટ પાણી વહી રહ્યું છે. ક્યારેક સુંદર તાપ, તો ક્યારેક ગુલાબી ઠંડી. ક્યારેક જબ્બર તોફાન થઈને જાણે કે સારીય સૃષ્ટિ નાચવા લાગે છે ત્યારે ક્યારેક ફક્ત શાંત જ હોય છે. આવી આ સૃષ્ટિની મોજ છે. ક્ષરતાથી આ વિચિત્ર વૈભવ જન્મે છે.

સમાજ બદલાય છે સાધનો બદલાય છે. જુનાં સાધનો ગયાં. નવાં આવ્યાં. બળદગાડીઓ ઓછી થઈ. મોટરો આવી. સેવાનાં સાધનો બદલાય તો પણ સેવા તો કરવાની જ. આપણું શરીર પણ બદલાય છે. આ શરીર નાનું હતું. મોટું થયું. સાત વરસમાં શરીરમાંના બધા ય અણુપરમાણું બદલાય છે. એટલે શરીર સતેજ રહે છે. સેવા કરી શકાય છે.

ક્ષરસૃષ્ટિ એટલે સેવાનાં સાધનો. આ ક્ષરસૃષ્ટિને પુરુષ માનો. તેને તુચ્છ માનતા નહિ. તેને પવિત્ર માનો એટલે શું ? રેંટિયો એ મારું સેવાનું સાધન છે. તેને હું સારી માળ ઘાલીશ. તેલ પૂરીશ. અને સેવાના સાધનને સ્વચ્છ રાખીશ. તેની ઉપેક્ષા કરીશ નહિ. મોટર એ મારી સેવાનું સાધન. મોટરમાં હું લોકોને લઈ જાઉં છું. એ મોટરને બરાબર રાખીશ ટાયર બરાબર છે કે નહિ તે જોઇશ. પેટ્રોલ છે કે નહિ તે જોઈશ, નહિ તો ઉતારુઓને વિટંબણા પડશે. તે ઉતારુઓ એટલે મારો ભગવાન. તેમની સેવા કરવાનું સાધન જે મારી મોટર, તેને બરાબર રાખવા દો. આ હળ એ મારું સેવાનું સાધન. આ ઘંટી, આ સાવરણી, ચૂલો, પુસ્તકો એ બધાંય સેવાનાં સાધનો. એ સાધનોને આપણે પવિત્ર માનીએ છીએ. તેને બરાબર મૂકીએ છીએ. અર્જુનની પ્રતિજ્ઞા હતી કે, " સમાજનું રક્ષણ કરનાર આ મારું ગાંડીવ ધનુષ્ય. એની જો કોઈએ નિંદા કરી તો તે હું સહન કરનાર નહિ. " અર્જુનનું તે સેવાનું સાધન હતું. સ્ત્રીઓ ચૂલાને, સાવરણીને, ઘંટીને પગ અટકવા દેતી નથી. છોકરાનો પગ અડકે તો કહેશે કે તેને પગે લાગ. પંડિત પોતાનાં પુસ્તકોને પગ અડકવા દેશે નહિ. દશેરા આવે એટલે ખેડૂત હળની પૂજા કરશે, દરજી શીવવાના સંચાને ફૂલની માળા પહેરાવશે, મોટરવાળો મોટરને શણગારશે. આ બધાનો અર્થ શું ? આનો અર્થ એટલો જ કે આ ક્ષરસૃષ્ટિ, એ બધાં સાધનો પવિત્ર છે. પુરુષમય છે. જાણે કે ચૈતન્યમય છે.

ક્ષરસૃષ્ટિ એટલે પુરુષ અને આ ક્ષરસૃષ્ટિમાં વસનાર

આ અ—ક્ષર જીવ એ પણ પુરુષ જ. આ અક્ષર જીવ પહેલાંના જન્મમાં હતો, આ જન્મે છે અને આવતા જન્મમાં પણ હશે. સેવા કરતાં કરતાં થાકશે નહિ. તુકારામ મહારાજ કહે છે, "**सुखें घालावें जन्मासी**" ફરી ફરીને સૃષ્ટિમાં જન્મીને સેવા કરવાને માટે આ જીવ ખડો છે. ક્ષરસૃષ્ટિમાંના વિપુલ અને વિવિધ સાધનો જોઈને તેને આનંદ થાય છે.

ક્ષરસૃષ્ટિ એટલે પુરુષ. અક્ષર જીવ એટલે પુરુષ. અને આ સર્વને વ્યાપીને રહેનાર તે પુરુષોત્તમ. સારું ય વિશ્વ જાણે કે પુરુષમય બધું ય ચૈતન્યમય. સર્વત્ર એક જ પવિત્રતા. સર્વત્ર એક જ સુગંધ. સર્વત્ર એક જ આનંદ. અમૃતાનુભવમાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, "ગુફામાં, પથ્થરના દેવની, પથ્થરનો ભક્ત, પથ્થરનાં જ ફૂલોથી પૂજા કરતો હોય એમ દેખાય છે. તે જ પ્રમાણે એક જ ચૈતન્યના ક્ષર, અક્ષર, પુરુષોત્તમ એ બધાં રૂપ."

સર્વત્ર આવું ધન્ય દર્શન પામવું એના કરતાં વધારે પવિત્ર શું? તુકારામ મહારાજ કહે છે:

> "**ऐसें भाग्य कईं लाहता होईन**
> **अवघें देखें जन ब्रह्मरुप ॥**
> **मग तथा सुखा अंत नाहीं पार**
> **आनंदें सागर हेलावती ॥** "+

---

\+ એવું મળશે ક્યારે મુજને ભાગ્ય જો,
સહુ ઘટમાં ભાળું હું બ્રહ્મને,
તેમ થયે નહિ રહેશે સુખનો મારજો,
આનંદ કેરા સાગર હેલાં પારશે.

આવી તે પરમદશા છે. "वृक्षवल्ली आम्हां सोयरीं वनचरें"+ આમ બને છે. સર્વત્ર પોતે જ ભર્યો પડયો છે એમ અનુભવ થાય છે. આંખમાંથી આનંદાશ્રુ ખળખળ વહે છે. શરીરે રોમાંચ થાય છે.

આનાથી વધુ મહાન વિચાર કયો ? આનાથી વધુ ઉદાત્ત તત્ત્વજ્ઞાન કયું ? અહીંઆં પરમાવધિ થઇ. પંદરમા અધ્યાયમાં છેવટે ભગવાન કહે છે:

" इति गुह्यतमं शास्त्रमिदमुक्तमयाऽनघ "*

આ બધું ગુહ્યતમ એવું જે શાસ્ત્ર તે તને કહ્યું. ગીતાશાસ્ત્ર જાણે કે અહીં પૂરું થયું.

પંદરમો અધ્યાય કર્મ, ભકિત અને જ્ઞાનની એકરૂપતા વિષે કહે છે. કર્મનાં સાધનો, જીવ, પરમાત્મા બધાં ય પુરુષમય, બધું ય પરમૈકય. કર્મ, ભકિત અને જ્ઞાન એ જુદાં નથી. કર્મ એટલે જ ભકિત, ભકિત એટલે જ જ્ઞાન અને જ્ઞાન એટલે જ કર્મ. બધાં ય એકમેકની સાથે ભળવાનાં. ખરા કર્મમાં ભકિત અને જ્ઞાન હોવાનાં જ. ખરી ભકિતમાં કર્મ અને જ્ઞાન હોવાનાં જ. ખરા જ્ઞાનમાં કર્મ અને ભકિત પણ હોવાનાં જ. આ વસ્તુ એકરૂપ જ છે. ફૂલની પાંખડીએ પાંખડીએ ગંધ અને રંગ એકી સાથે

---

+ વૃક્ષ અને વેલડી તથા વનચર એ બધાં અમારા ભાઇભાંડુ જેવાં છે.

* "અત્યંત ગૂઢ આ શાસ્ત્ર, તને, નિષ્પાપ ! મેં કહ્યું." ૧૫–૨૦

હોય છે, તે પ્રમાણે આપણા કર્મમાં ભક્તિ અને જ્ઞાનનાં રંગ અને ગંધ ભરેલાં છે. ભક્તિમાં કર્મ અને જ્ઞાનનાં ગંધ અને રંગ હોવાં જોઈએ. જ્ઞાનમાં કર્મ અને ભક્તિનાં રંગ અને ગંધ હોવાં જોઈએ. દૂધમાં જે પ્રમાણે આપણે સાકર અને કેસર નાખીએ છીએ તે પ્રમાણે આપણે કર્મ, ભક્તિ અને જ્ઞાનને એકરૂપ કરતા જઈએ.

આવું એ ગીતાશાસ્ત્ર છે. આ ધન્યતમ પુરુષોત્તમ-યોગ છે.



# અધ્યાય સોળમો

પંદરમા અધ્યાયના અંતમાં ગીતાશાસ્ત્ર કહ્યું એવો ઉલ્લેખ છે. સોળમો અને સત્તરમો અધ્યાય એ પરિશિષ્ટ રૂપે છે. અઢારમો અધ્યાય એટલે ઉપસંહાર છે.

આ સોળમા અધ્યાયમાં દૈવી અને આસુરી સંપત્તિનું વર્ણન છે. જગતના આરંભથી માંડીને જુદા જુદા સ્વરૂપે આ ઝઘડો ચાલતો આવ્યો છે. સર્વે ધર્મોમાં આને દ્વૈત કહેલું છે. ખ્રિસ્તી ધર્મમાં સેતાન અને પરમેશ્વર વચ્ચે અખંડ ઝઘડો છે. પારસી ધર્મમાં તે જ છે. અહીં ગીતા તે જ કહે છે. આ સત્ અને અસત્‌ના ઝઘડામાં આપણે કયી બાજુએ ઊભા રહેવું એ પ્રશ્ન છે. આવા ઝઘડામાંથી જ જગતની પ્રગતિ થતી આવી છે. વિરોધમાંથી વિકાસ થાય છે. ડગલું આગળ પડે છે.

દૈવી ગુણોના આરંભમાં જ અભય એ ગુણને સ્થાન આપેલું છે. અને છેવટે નમ્રતા—બહુમાનપણું નહિ એ ગુણ કહ્યો છે. અભય વિના પ્રગતિ નથી. પરંતુ નમ્રતા પણ જોઈએ. સાયકલને જેમ બ્રેક હોય છે તેમ નમ્રતારૂપી બ્રેક જોઈએ. એટલે બરાબર ડગલું આગળ પડશે.

નિર્ભય વૃત્તિથી આગળ ચાલ્યા સિવાય વિકાસનો માર્ગ ખુલ્લો થતો નથી. જવાહરલાલે એક વખતે કહ્યું હતું કે, "નિર્ભયપણે વિચારો અને નિર્ભયપણે આચારણ કરો." લોકમાન્ય ઊભા રહ્યા અને બોલ્યા, "સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક્ક છે અને તે હું મેળવીશ જ." આગરકર ઊભા રહ્યા અને તેમણે કહ્યું: "દુષ્ટ રૂઢિનો નાશ કરવો જ જોઈએ. સ્ત્રીઓને શિક્ષણ આપવું જ જોઇએ." આગરકરને કષ્ટ શોષવું પડ્યું. તેમના જીવતાં તેમની ઠાઠડી કાઢવામાં આવી! પરંતુ આગરકર ડગ્યા નહિ. તે વીરની માફક ઊભા રહ્યા. તેમના વિચારોનો આજે વિજય થયો છે. આજે મહાત્માજી નિર્ભયપણે ખડા રહ્યા છે. એવા એ નિર્ભય પુરુષ ઊભા રહે છે અને જગતને આગળ દોરે છે. જગત પ્રથમ તો તૈયાર થતું નથી. પરંતુ આ ધ્યેયવાદી વ્યક્તિનો ત્યાગ જોઈને, તેમની અચળ નિષ્ઠા જોઈને, જગત છેવટે તેમની પાછળ પાછળ જાય છે. જગતનું ડગલું આગળ પડે છે.

જગતમાં એક બાજુ અહંકારી લોક છે. આ મેળવીશ, તે મેળવીશ; આને લૂંટીશ, તેને પીટીશ; અહીં સામ્રાજ્ય સ્થાપીશ, તે દેશને ગુલામ બનાવીશ; અમે ઉચ્ચ સંસ્કૃતિવાળા, બાકીના તુચ્છ; હું સ્પૃશ્ય ને બીજાઓ અસ્પૃશ્ય; એવા પ્રકારનો રાક્ષસી અહંકાર એક બાજુએ ધમપછાડા મારી રહ્યો છે. આ રાક્ષસની સાથે લડવાને સત્યવ્રત લોક ઊભા રહે છે. મહાત્માજીને એક જણે પૂછ્યું, "જીવવામાં તમને આનંદ શાથી રહે છે?" તેમણે ઉત્તર આપ્યો, "જગતમાંથી અંધારું દૂર કરવા માટે કષ્ટ વહોરવામાં મને આનંદ આવે છે."

જગતમાં કેટલાક ચેનબાજી ઉડાવી રહ્યા છે, જ્યારે કરોડો લોકો ગરીબાઇમાં સડી રહ્યા છે. આવી વિષમતા જોઈને જે ઊકળતો નથી, તેને દૂર કરવાને માટે બંડ પોકારતો નથી, તે રાક્ષસ છે. પોતાની પાસે રાખી મૂકે છે તે પણ રાક્ષસ. બીજાને આપે છે તે દેવ. કોંકણમાં ખોત* અને ખેડૂત વચ્ચે ઝઘડો ચાલે છે. ખોતને તરેહ તરેહના અધિકાર. પહેલાં ખોતનું ઘાસ કાપી આપવું જોઈએ. પહેલાં ખોતની હરડે ભેગી કરવી જોઇએ. બધું ય જંગલ ખોતનું. ત્યાં જમીનદારોના પણ આવા સેંકડો અધિકાર. જરા પણ હાથપગ હલાવ્યા સિવાય ગાદી ઉપર આળોટનાર એ બેઠા ખાઉને જોઇને કોનું લોહી ઉકળે નહિ? ખેડૂત લોહીનું પાણી કરે છે. પરંતુ તેનાં છોકરાંનાં શરીરને પૂરું ઢાંકવાને કપડું નહિ. સ્ત્રીઓને બરાબર કપડાં નહિ. ઘરમાં ઉપવાસ, ના જ્ઞાન, ના કળા. દરિદ્રનારાયણનો આવો તૂટેલો સંસાર કોણ સુધારે? મીલનો માલિક, કારખાનાવાળો બંગલામાં રહે છે. મોટરો ચલાવે છે. પરંતુ કામદારોની કેવી હીનદીન દશા! રહેવાને માટે ગંદી જગ્યા. પેટ ભરીને ખાવાનું નહિ. જીવનમાં આનંદ નહિ. એ ક્યાં સુધી સહન થવાનું?

સમાજવાદ સિવાય હવે તરણોપાય નથી. સમાજવાદનું નામ સાંભળીને ગભરાવાની જરૂર નથી. સમાજવાદ એટલે કૃતિમાં ઉતારેલો અદ્વૈતવાદ; સમાજવાદ એટલે જીવનમાં ઉતારેલું વેદાન્ત. ગાંધીવાદ અને સમાજવાદનો સમન્વય

---

* સરકારને જમીન મહેસુલ ઉઘરાવી આપનારને ખોત કહે છે. એ માણસ આથી કરીને પોતાની સત્તા ગામ ઉપર ચલાવે છે.

કરતાં આવડે તો કરો. અહિંસાથી સમાજવાદ આવે તો તેની મહાત્માજીને ના નથી. સ્વ. મહાદેવભાઇએ એક વેળા લખ્યું હતું કે, " ચૂંટણીના કાર્યક્રમમાં સમાજવાદી યોજના મૂકો. અને લોકો જો તમને ચૂંટી કાઢે તો તે યોજના એસેમ્બ્લીમાં તમે પાસ કરાવો તેમાં હરકત નથી. "

ગમે તે માર્ગ સ્વીકારો. લોકોને સુખી બનાવો. સહુની જીવનની જરૂરિયાતો પૂરી પાડવી જોઇએ. અન્નવસ્ત્ર, જ્ઞાન, વિશ્રાંતિ, આનંદ સહુને મળવાં જોઇએ. આજ એવી પરિસ્થિતિ છે કે સહુને આ વસ્તુ આપી શકાય એમ છે પણ બરાબર યોજના હોવી જોઇએ. માણુસ જો શોધખોળોનો સુખને માટે ઉપયોગ કરે તો બધું થશે.

પંડિત જવાહરલાલે એક વખતે કહેલું કે, " કરોડો માણુસો અન્નવસ્ત્રથી અજાણ્યા હોવા છતાં; જ્ઞાનાનંદ અને કલાનંદથી અજાણ હોવા છતાં, ધર્મ અને સંસ્કૃતિનાં ગપ્પાં એ લોક મારે છે શી રીતે ? " ખરું છે. ખરો ધર્મ હજી આવવાનો છે.

" सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयः
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥ "

આમ ફક્ત બબડવાથી ચાલનાર નથી. એવું મનોહર અને મંગલ દૃશ્ય જગતમાં પ્રત્યક્ષ દેખાય એટલા માટે સર્વસ્વાર્પણ બુદ્ધિપૂર્વક ઝઘડવાને જે ઊભો રહેશે તે દેવનો ખરો લાડકવાયો. તે ખરો જ્ઞાની. તે ખરો ભક્ત.

## અધ્યાય સત્તરમો

સત્તરમો અધ્યાય પણ પરિશિષ્ટ રૂપે છે. યજ્ઞ, દાન અને તપ આ ત્રણ વાતો અહીં કહેવામાં આવેલી છે. ગીતામાં યજ્ઞધર્મનું મહાન તત્ત્વ છે. ગીતામાંના યજ્ઞ શબ્દનો અર્થ શો ? યજ્ઞ એટલે ખોટ પૂરવી તે. ત્રીજા અધ્યાયમાં

> " सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः
> अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्ट कामधुक् ॥ "×

આવો સુંદર શ્લોક છે. સૃષ્ટિ નિર્માણ કરનારાએ એકલા મનુષ્યનું જ નિર્માણ નથી કર્યું. તેની સાથે યજ્ઞ પણ નિર્માણ કર્યો. યજ્ઞ નિર્માણ કરીને પ્રભુ બોલ્યા, " આ યજ્ઞની ઉપાસના કર. આ યજ્ઞ એ જ તમારી કામધેનુ." આ ત્રીજા અધ્યાયમાં આગળ કહ્યું છે કે, " તમે ભગવાનને માટે યજ્ઞ કરો. ભગવાન તમારે માટે વરસાદ વરસાવશે." આનો અર્થ શો ? આનો અર્થ એ કે એકબીજાએ એકબીજાની ખોટ પૂરવી.

---

× " યજ્ઞ સાથ પ્રજા સર્જી બ્રહ્મા પૂર્વે વદ્યા હતા
વધજો આ થકી, થાજો તમારી કામધેનુ આ. "—૩–૧૦

દેવ એટલે સ્વર્ગમાં રહેનારા. એ સ્વર્ગમાંના દેવ જ્યાં હોય ત્યાં છો રહ્યા. પરંતુ આ ભૂતળ ઉપર મોટા મોટા બંગલામાં રહેનારા દેવને આપણે જોઈએ છીએ. આ દેવોને, ખેડૂતો, કામદારો હવિ રૂપી ભાગ આણી આપે છે. પરંતુ દેવોએ પણ આ ખેડૂત, કામદારને ભરપૂર આપવું જોઇએ. ટીપે ટીપે ભીખારીની જેમ આપવું ના જોઈએ પણ વરસાદ વરસાવવો જોઇએ. ત્યારે જ ખેડૂત અને કામદારોની ખોટ પૂરી કઢાશે. સારી ય સૃષ્ટિમાં એ યજ્ઞતત્ત્વ ભર્યું પડયું છે. નદીઓ સૂકાય છે અને મેઘને સજળ બનાવે છે. પરંતુ તે સૂકાયેલી નદીઓને ભરી કાઢવાને માટે મેઘ પોતે ખાલી થાય છે. આવું એ ચક્ર છે. તારી ખોટ હું પૂરું છું, મારી તું પૂરજે. આપણે એક બીજાને ‘ રામ રામ ’ કહીએ છીએ. તું રામ અને હું પણ રામ. “ देवो भूत्वा देवं यजेत् ” તું દેવ ને હું પણ દેવ. એકબીજાની સંભાળ રાખતા જાવ. પ્રેમથી આપતા રહો. આવો આ યજ્ઞધર્મ છે.

ખેડૂત ખેતરમાંથી પાક લે છે. આથી ખેતરનો કસ ઓછો થાય. ખેતરને જે ખોટ પડી તે ખોટ ભરવાને માટે ખેડૂત ખાતર નાખે છે, ખોટ ભરી આપે છે. આને યજ્ઞ કહે છે.

આપણો દેહ સેવા કરતાં થાકયો. તેને ખોટ આવી. તે ખોટ પૂરી કરવા માટે દેહને કોળીઓ અન્ન આપવું એનું નામ યજ્ઞકર્મ. તે ઉદરભરણ નથી. દેહ સેવામાં ખર્ચાયો. તેની ખોટ પૂરી કરવાને ઊંઘ જોઇએ. થાકેલા કર્મયોગીની તે ઊંઘ એટલે પવિત્ર યજ્ઞકર્મ કહેવાય.

સ્ત્રીઓ ચૂલાને લીંપી રાખે છે. મેલાં વાસણને સ્વચ્છ કરે છે. ઊખડેલી જમીનને લીંપે છે. ગંદાં કપડાં ધૂએ છે. એ બધાં યજ્ઞકર્મ છે.

સૃષ્ટિમાં આ યજ્ઞધર્મ બરાબર ચાલશે તો આનંદ વાધશે. આજે જગતમાં દુ:ખ છે, કારણ કે યજ્ઞોપાસના નથી. ઇંગ્લંડે હિંદુસ્થાનને લૂંટવું અને ફક્ત પોતે લાલબમ્બ જેવા થવું. હિંદુસ્થાનની ખોટ શી રીતે પૂરી થવાની ? સર્વત્ર આવો અયજ્ઞીય પ્રકાર આજે ચાલી રહ્યો છે. આપણા દેશમાં આપણે પણ તે જ પાપ કરી રહ્યા છીએ. જમીનદાર, ખોત, કારખાનદાર, મીલમાલિક, એ બધા ખેડૂત ને કામદારની ખોટ ભરી કાઢવાને માટે, તેને આનંદ અને વિશ્રાંતિ મળે એટલા માટે કંઈ કરે છે ખરા કે ?

ગીતા કહે છે કે એક બીજાની ખોટ પૂરી કાઢો. યજ્ઞધર્મના ઉપાસક બનો. વાસ્તવિક યજ્ઞધર્મ બરાબર આચારમાં મૂકશો તો તમારી પાસે સંચય થવાનો નથી. પરંતુ સંચય થયો તો તે આપી દો. વેદમાંના ઋષિ કહે છે:

> “ मोघमन्नं विन्दते अप्रचेताः
> सत्यं ब्रवीमि वध इत्स तस्य ”

જે અપ્રચેતસ્ છે, એટલે જેનું હૃદય પ્રગલ્ભ નથી, જેનું હૃદય ઉદાર નથી, એવાને અન્નનો ઢગલો નકામો મળ્યો છે. તેણે ઘરમાં ભરી રાખેલા કોઠાર એ જ તેનો પ્રાણ લેશે.

ઋષિની એ વાણી સત્ય છે એ વાત રશિયામાં જણાઈ. બધે જ જણાઈ. ગરીબ લોકોની સહનશકિતને પણ સીમા

છે. શંકરના 'દરિદ્ર' અને 'રુદ્ર' એમ બન્ને નામ છે. આ દરિદ્ર માણુસ કલ્યાણપ્રદ શિવશંકર પણ છે. તે તમને બચાવશે. તે મૃત્યુંજય છે. પરંતુ આ દરિદ્રી માણુસનો જો અંત જ જોશો તો આ દરિદ્રી અંતે રુદ્ર બનશે અને તમારી ભસ્મ બનાવશે.

એટલે જ યજ્ઞધર્મ આચરો. પાસે ભરી રાખ્યું હોય તો તેને સેવા માટે આપો. અને તપ કરો. શરીર, મન અને વાણીનું તપ. શરીરને નિર્મળ રાખો. ઇંદ્રિય ઉપર કાબૂ રાખો. જ્ઞાન મેળવો. બ્રહ્મચર્યના ઉપાસક બનો. નવા નવા વિચારોનો અભ્યાસ કરો. આળસ ના કરો. આવું ત્રિવિધ તપ છે. સેવા કરવાને માટે શરીર સતેજ હોવું જોઇએ. વાણી મધુર હોવી જોઇએ, વિચારોની પૂંજી જોઇએ, હૃદય ઉદાર જોઇએ. આ બધી વાતો ત્રિવિધ તપમાં આવે છે. વાણીનો સંયમ એ ખૂબ મહત્વની વાત છે. એકાદ કઠોર શબ્દથી કાયમની મૈત્રી તૂટી જાય છે. મતભેદ હોવા છતાં પણ મધુર બોલતાં આવડવું જોઈએ. મુકતેશ્વરે કહ્યું છે કે:

**" फुटलें मोतीं तुटलें मन । सांधूं न शके विधाता "**

તૂટેલું મોતી સાંધી શકાતું નથી. તૂટેલાં મન જોડી શકાતાં નથી. માટે જ વિચારીને ચાલવું. સમર્થ સ્વામી રામદાસે કહ્યું છે કે: "**बहुत असावे तणावे.**" ઠેકઠેકાણે મિત્રમંડળ હોવાં જોઇએ. ઓળખાણ હોવું જોઇએ. આધાર હોવો જોઇએ. મધુર વાણીથી એ બની શકે છે.

" जगापाशीं जगमित्र । जिव्हेपाशीं असे सूत्र ।+

આ સૂત્ર તૂટવું ના જોઇએ. મધુર વાણીથી બધાંને ગાંડા કરી મૂકવા જોઇએ.

યજ્ઞ, દાન, તપ એનો મહિમા ગાઈને સત્તરમા અધ્યાયમાં છેવટે ભગવાન કહે છે: "કોઇપણ કામ કરતાં 'ૐ તત્ સત્' એમ બોલતો જા." આનો અર્થ શું? ૐ એટલે શું? ઉપનિષદમાં કહેલું છે કે બધા વાઙ્મયને ઉકાળીને તેમાંથી ૐ એ સાર કાઢયો. ૐ એ પરમેશ્વરનું નામ. એમાં બધું તત્ત્વજ્ઞાન ભરેલું છે. બધા ધર્મ ભરેલા છે. ૐ નો અર્થ 'છે' એમ પણ થાય. દેવ છે કે? ૐ. હા, દેવ છે. દેવ એટલે શું? દેવ એટલે પૂર્ણતા. દેવ એટલે સર્વત્ર સચ્ચિદાનંદનું સામ્રાજ્ય. સર્વત્ર સત્ એટલે મંગળ ભાવના છે, અને ચિત્ એટલે જ્ઞાન છે. અને જ્યાં હૃદય મંગળ છે અને બુદ્ધિ શુદ્ધ છે; ત્યાં જો આનંદ નહિ જડે તો બીજે કયાં જડનારો છે? એટલે જ આપણે ૐ બોલીએ. દેવ છે. તે પરિપૂર્ણ છે. તે દેવનું સ્વરૂપ કેવું છે? '**सत्**.' તે દેવ મંગલમય છે તે પરિપૂર્ણતા શિવ-સ્વરૂપ છે. તે જે સુંદર ધ્યેય અમારી આંખો સામે દેખાય છે તે સત છે. કયાં છે તે સત્ સ્વરૂપ? તો જવાબ છે કે '**तत्**.' તે જુઓ. અમારી આંખોને સ્પષ્ટ દેખાય છે. 'ૐ તત્ સત્' આ ત્રણ શબ્દોનો આવો અર્થ છે. ન્યાયમૂર્તિ રાનડેએ એક વ્યાખ્યાનમાં કહ્યું: "તે જુઓ, હિંદુસ્થાન

---

+ આખી દુનિયા જોડે મિત્ર થવાનું સાધન જીભ પાસે છે.

મને દેખાય છે, ત્યાં અન્ન છે, વસ્ત્ર છે; જ્ઞાન છે, કલા છે; ઝઘડા નથી, રોગ નથી, દુકાળ નથી. બધાં આનંદ કલ્લોલથી રહે છે. ઉત્તરોત્તર વિકાસ કરી રહ્યાં છે. એવો હિંદુસ્થાન જુઓ. દેવની એ લાડકવાઈ ભૂમિનાં દર્શન કરો." ન્યાયમૂર્તિનો આમ કહેવાનો અર્થ શું? ॐ તત્ સત્ એ તેનો અર્થ. કોઈ પણ કાર્ય કરવા ને નીકળતી વેળાએ "તે મારું ધ્યેય, તે પરમમંગલમય એવું ધ્યેય" એમ કહીને ઊભા રહો. આ એ ॐ તત્ સત્ નો અર્થ. એ શ્રદ્ધા ને એ નિષ્ઠા સાથે ઊભા રહીશું તો જ કૃતાર્થ બનીશું.



## અધ્યાય અઢારમો

અને હવે છેવટનો અધ્યાય—આ અધ્યાય એટલે ઉપસંહાર. ભગવાન કહે છે: " કામ્ય કર્મનો ત્યાગ તો કરવાનો જ; પરંતુ જે સ્વધર્મ આચરણનાં કર્મ કરવાનાં તેના ફળનો ય ત્યાગ કરવાનો. " બધાં ય કામ્ય કર્મો નિષિદ્ધ જ. જે કર્મો ખાસ કરીને સ્વાર્થને માટે જ શરૂ કર્યાં હોય ત્યાં ફળત્યાગનો સંભવ પણ શી રીતે ? આપણા દેશમાં કપડાંની દુકાન ઉઘાડવી એ સ્વધર્મ છે. પરંતુ બાજુના લોકો મજૂરીને અભાવે ભૂખે મરતાં હોય છતાં પરદેશી કાપડમાં વધુ કમિશન મળે છે માટે દુકાન ઉઘાડવી એ કામ્ય કર્મ છે. આવાં કર્મોને ગીતા નિષિદ્ધ માને છે. અને જે સ્વધર્માચરણનાં કર્મ કરીએ તે પણ નિષ્કામ બુદ્ધિથી કરવાં જોઇએ.

કર્મ કહ્યું કે તેમાં થોડો પણ દોષ આવે છે જ. અગ્નિની સાથે જેમ ધુમાડો, તેવો જ કર્મની સાથે દોષ રહેલો છે. કેવળ નિર્દોષ એવું કર્મ જગતમાં શક્ય નથી. ખેતીનું કામ કરતાં પગ નીચે કીડા કચરાઇ જાય છે, એટલે જો ખેતીનું કામ ટાળી મૂકીએ તો લોક ભૂખમરાથી મરવા માંડશે. એક દોષ ટાળી શકાશે, પણ તેનાથી મોટો

ખોળામાં આવીને પડશે. એટલે જ ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કર્યે જાવ. અને એટલાં નિર્દોષ કર્મ થાય એટલા માટે પ્રયત્ન કરવો એટલું જ આપણા હાથમાં છે.

આ પ્રમાણે નિર્દોષ કર્મ કરતાં કરતાં પોતામાં પૂર્ણતા આવશે. કેવળ નિરહંકારી દશા પ્રાપ્ત થશે. સર્વત્ર આત્મ-રૂપનાં દર્શન થશે. આસક્તિનો નાશ થશે. ભેદભાવ જતો રહેશે. આવો જે કર્મયોગી, નિષ્કામ સેવક, તેણે જે કંઈ કર્યું તે મંગલ જ બનવાનું. તેણે માર્યા તો પણ તે તારણ જ થવાનું. મા બાળકને મારે છે. પરંતુ મારતાં મારતાં જાતે રડે છે. તે શું મારવાનું કહેવાય ? તે બાળકને નથી મારતી. જાણે કે પોતાને જ મારી રહી છે ! સંતોનું મારવું પણ આવા પ્રકારનું હોય છે. રવીન્દ્રનાથે કહ્યું છે કે, "જે પ્રેમ કરી જાણે છે, તેને મારવાનો અધિકાર છે." પણ આપણે તો જાણે કે મારવાનો હક પહેલાં બજાવવા ઇચ્છીએ છીએ. શિક્ષક બાળકને સોટી મારે છે. પરંતુ પ્રેમ આપે છે કે ? પહેલાં પ્રેમ આપો. અને તે પ્રેમના અધિકારબળે શાસન કરવાનો પણ અધિકાર જોઈતો હોય તો મેળવો.

રામે રાવણને માર્યો, કૃષ્ણે કંસને માર્યો, એટલે અમે પણ શું ન મારીએ એમ આપણે કહીએ છીએ. પરંતુ રામે રાવણને માર્યો પણ રાવણનો ઉદ્ધાર કર્યો એમ વાત છે. આપણે પહેલું વાક્ય વાંચ્યું. પાછળનું જોયું નહિ. એક મુસલમાન હતો. તે દારૂ પીતો હતો. તેને કોઈએ પૂછ્યું કે, "અરે, દારૂ શા માટે પીએ છે ? એ ધર્મવિરુદ્ધ છે." તેણે કહ્યું: "કુરાનમાં 'દારૂ પી' એમ લખેલું છે." તે

ગૃહસ્થે કહ્યું: "બતાવ જોઈએ" તેણે કુરાન આણ્યું અને બતાવ્યું. તેણે કહ્યું કે: "આ જુઓ. 'તું દારૂ પી.' આમ અહીં લખેલું છે." તે ગૃહસ્થે કહ્યું: "અરે આગળનું વાંચ તો ખરો. 'તું દારૂ પીશ એટલે નરકનો માલીક થઈશ.' એમ છે." તેણે કહ્યું: "તે આગળના વાકય સુધી હજી હું આવ્યો નથી જેટલું વાકય વાંચ્યું તેને આચારમાં મૂકવાનું શરૂ કર્યું!" તેવું આપણું છે. રામે રાવણને માર્યો. તરત જ આપણે મારવા લાગ્યા! પરંતુ રામચંદ્રના તે નિષ્કામ હાથ કયાં છે? એટલે જ તે હાથથી હણાયેલો રાવણ તર્યો. આપણા હાથ તેવા છે કે? આપણા હાથથી મરનારનો ઉદ્ધાર થશે એમ આપણાથી કહી શકાશે કે?

ઠીક, જગતની સેવા કરો. પ્રેમ કરો. આ જગત આનંદમય બને એવું કરો.

> " अवघाची संसार सुखाचा करीन
> आनंदें भरीन तिन्ही लोक "+

એ ધ્યેય રાખો. જ્ઞાનેશ્વરે વર માગ્યો:

> जो जें वांछील तो तें लाहो । प्राणिजात ॥*

એમ આપણે પણ કરીએ. તે માટે લડીએ. કષ્ટ ઉપાડીએ. અનાસકત વૃત્તિથી રાત ને દિવસ ઉદ્યોગમાં એકતાન થઈ જઈએ.

---

\+ આખું જીવન સુખરૂપ બનાવીશ અને ત્રણેય લોકમાં આનંદ ફેલાવીશ.

* બધાં પ્રાણીઓને તેમની ઈચ્છા પ્રમાણે મળો.

એમ કહીને ભગવાને અર્જુનને કહ્યું: "હે અર્જુન, સાંભળ્યું ને બધું ગીતાશાસ્ત્ર? તારો મોહ ગયો?"

" **कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा**
**कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय ॥** "+

ત્યારે અર્જુન ઊછળીને બોલ્યો:

" **नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ॥** "*

ભગવન્, ગયો હોં મારો મોહ. જાગૃતિ આવી. તારી એ કૃપા. ભગવાને અર્જુનને કહ્યું, "મેં તને કહ્યું ખરું, પરંતુ તારી ઉપર તે લાદવાનો મારો ઈરાદો નથી. તારા મનમાં આવે તેમ વર્તજે. **यथेच्छसि तथा कुरू.**"

ગીતાની આ મહત્તા છે. ભગવાનની આ ઉદારતા છે. સર્વ કહીને તે ફરીથી આચાર સ્વાતંત્ર્ય આપે છે. વિચાર સ્વાતંત્ર્ય આપે છે. પરંતુ ભગવાનનો અર્જુન ઉપર અપાર પ્રેમ. તેમનાથી રહેવાતું નથી. આપેલી સ્વતંત્રતા તે પાછી લે છે અને કહે છે:

" **सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज** "

અર્જુન, બધા વિચારોને કાઢી નાખ. એક વાત ધ્યાનમાં રાખ. તું મારે શરણે આવ. મારી જે ઇચ્છા તેને તું તારી બનાવ. તારી એવી કોઈ જુદી ઇચ્છા જ ના રાખીશ.

આપણે આ છેવટના વિચારોને સદાય ધ્યાનમાં રાખવો. સમાજવાદ કે ગાંધીવાદ કે પછી કયો વાદ? કયો ધર્મ?

---

+ "પાર્થ, શું સાંભળ્યું તેં આ સર્વ એકાગ્ર ચિત્તથી?
તારા, અજ્ઞાનનો મોહ પામ્યો વિનાશ શું હવે?" ૧૮–૭૨

* "તમ અનુગ્રહે, દેવ, નાશ્યો મોહ, મળી સ્મૃતિ" ૧૮–૭૩

ભગવાન કહે છેઃ "છોડ બધા ધર્મો અને મારે શરણે આવ." કોઈ પણ કર્મ કરતાં આપણે મનમાં પૂછવું, "આ મારું કર્મ ભગવાનને ગમશે કે? એમની સામે મારું આ કર્મ લઈને શું હું જઈ શકીશ કે?"

મારા મનમાં ક્યારેક ક્યારેક વિચાર આવે છે કે ઘરમાં એકાદ વૃદ્ધ દાદી હોય. તેમનાં પૌત્ર પૌત્રીઓએ તેમની પાસે ડુંગળી, લસણ વગેરે લઇ જઈને મૂકવાં. તે દાદીમા કહેશે કે "આ શું આપો છો? કંઈપણ ના આપ્યું હોત તો ચાલત, હું ભૂખી રહીશ. પરંતુ આવું ના આપતાં." આવું જ તે પુરાણપુરુષ કહેતા હશે. તે જગન્માતા આજે જાણે કે હજારો વર્ષોથી ભૂખી છે. તેને ગમતો કર્મરૂપી મેવો કોણ આપે છે? એટલે જ તો દ્રૌપદીના એક પાનથી તેમને ઓડકાર આવ્યા. પ્રભુને પોતાનાં કર્મ ગમે છે એમ જે કહી શકે તેને ધન્ય છે.

શેકસપીઅર નામના અંગ્રેજ કવિએ એટલે જ કહ્યું છે કે, "તું જે કાંઈ કરવા ઈચ્છે તે ભગવાનને માટે હજો, સત્યને માટે હજો, તારા દેશને માટે હજો." શેકસપીઅરે પહેલાં દેશને ના લીધો. પહેલાં દેવ લીધા. સત્ય લીધું. અંગ્રેજ પોતાના દેશની સેવા કરે છે. પરંતુ હિંદુસ્તાનની દુર્દશા કરીને સ્વદેશની કરવા માંડેલી સેવા એ ભગવાનને ઘેર જમે થવાની કે? ક્યારે ય નહિ.

એટલે આપણાં કર્મોને, મનમાંના વિચારોને એક કસોટીમાંથી પસાર કરવા. તે ભગવાનની સામે આ કર્મ,

આ વિચાર લઈ જતાં મને શરમ તો આવવાની નથી ને? તેની સામે નીચા જોણું તો નહિ થાય ને? એમ પોતાને પૂછવું. ઇશ્વરની ઈચ્છાને પોતાની બનાવવી. આપણા કર્મ-માંથી ઈશ્વરનો હેતુ પ્રગટ કરવો. હું તો કંઇ જ નથી. સર્વ કંઇ તે છે. તેનું સંગીત મારી મારફતે વહેવા દો. તેની ઇચ્છા મારી મારફતે મૂર્તસ્વરૂપ પામવા દો. તેનો સૂર મારી જીવન બંસરીમાંથી બહાર પડવા દો. તેના હાથમાં હું તો સાધન. તે દાદુ પિંજારો પીંજવાનું કામ કરતો. પિંજણની તાંત તૂંઈ તૂંઇ કરતી. દાદુ પિંજારાને તે તૂંઇ તૂંઈ માં શું સાંભળવાનું મળ્યું હશે? તે કહે: "ભગવન્ તું હિ તું હિ" તું જ ફક્ત એક છે. તું જ છે.

ॐ તત્ સત



# સાને ગુરુજીનાં

## અન્ય પ્રકાશનો



સાને ગુરુજીનાં બીજા પ્રકાશનો ગુજરાતીમાં ઉતારવાના હક્કો અમે મેળવ્યા હોવાથી એમનાં પ્રકાશનો ગુજરાતીમાં અનુક્રમે પ્રગટ થશે.

**તુરતમાં પ્રગટ થનારાં**

૧ ક્રાન્તિ નવલકથા (છપાય છે)
૨ ગોડ ગોષ્ટી લઘુકથા (છપાય છે)

— પ્રકાશક —

**ભારતી સાહિત્ય સંઘ**